३२८२

# THE ASTROLOGY OR NATURAL PHILOSOPHY.

COMPILED BY,

MOBED A. B. PUNTHAKEE.



# જ્યોતિષ વિદ્યા અથવા કુદરતી તત્વજ્ઞાન ફીલસુફી.

બનાવનાર

## મોબેદ એ. બી. પંથકી.

જ્યોતિષ વિદ્યા અથવા સેતારાઓની ચાલની તાશીરના
ફલંમનો સઘલો સાર આ ચોપડીની મદદથી સર્વે કોઇ
પોતાની મેળે સેહેલથી સમજી અને શીખી સકે, અને
આ વિદ્યાના અભ્યાસ પાછલ શીખનારાઓને
મોટો ખરચ અને લાંમબો વખત લાગો પરેછે
તેનો બચાવ અને ઉપયોગ સારૂ આ
ચોપડી ગુજરાતી ભાષામાં બનાવી છે.

મુંબઈ:
ધોબીતલાવ નંબર ૮૭૨, વર્તમાન પ્રેસમાં છાપી છે.
સને ૧૨૫૭ યજદેજરદી, સને ૧૮૮૮ ઇસવી.

કીંમત રૂ૨) બે રોકડા મોકલીને મુંબઇ ધોબીતલાવ
ઉપર તેનાં માલેક પાસેથી મંગાવી લેવી.

# THE ASTROLOGY OR NATURAL PHILOSOPHY.



COMPILED BY,

MOBED A. B. PUNTHAKEE.



# જ્યોતિષ વિદ્યા અથવા કુદરતી તત્વજ્ઞાન

## ફી લ સુ ફી.



બનાવનાર

મોબેદ એ. બી. પંથકી.

જ્યોતિષ વિદ્યા અથવા સેતારાઓની ચાલની તાશીરના
ઈલ્મનો સઘલો સાર આ ચોપડીની મદદથી સર્વે કોઇ
પોતાની મેળે સેહેલથી સમજી અને શીખી સકે, અને
આ વિદ્યાના અભ્યાસ પાછલ શીખનારાઓને
મોટો ખરચ અને લામબો વખત ઓવો પરે છે
તેનો બચાવ અને ઉપયોગ સારૂ આ
ચોપડી ગુજરાતી ભાષામાં બનાવી છે.

મુંબઈ:

ઘોબીતલાવ નંબર ૮૭૨, વર્તમાંન પ્રેસમાં છાપી છે.

સને ૧૨૫૭ યજદેજરદી, સને ૧૮૮૮ ઇસવી.

કીંમત રૂ૨) બે રોકડા મોકલીને મુંબઇ ઘોબીતલાવ
ઉપર તેનાં માલેક પાસેથી મંગાવી લેવી.

જ્યોતિષ વિદ્યા અથવા કુદરતી તત્વજ્ઞાન ફિલસુફીનું

# સાંકળ્યું.

## ભાગ ૧ લો-ખગોળ વિદ્યા સંબંધી,

પાનું.



## ભાગ ૨ જો-જ્યોતિષ વિદ્યા.

## ભાગ ૩ જો-ગ્રહોની ચાલની તાશીર વીશે.



## ભાગ ૪ થો.

# દીબાચો.

પાક ખોદાતાલાએ આપણી પૃથ્વીની ચોતરફ ફરતો વગર છેડાનો આકાશ બલુ દુધ્યા રંગના દેખાવમાં બતીના તેલની માંફક બલી શકે હેવી અપ્ખુટ હવાના જથ્થામાં, બલતા રોશનીના ચરાગોની માંફક ચમકતા અગણીત સેતારાઓ, આતશબાજી અને આતશબાજીના ચંમકાતમાં ભરપુર રાખવા સાથે સફેદ, લાલ, પીલા, બલુ અને ભાતભાતનાં રંગીન દેખાવમાં આપણી પૃથ્વીની આસપાસ રાત દહાડો ફરતા રાખીને તે શાહેબ આપણી સઘલી હાજતો પુરી કરે છે.

આકાશમાં હીરાઓની માફક ચમકતા ગ્રહ અને તારાઓને આપણે દુરબીનવતે જોશું તો તેઓ ચહડતા ઉતરતા જુદાજુદા વરગના દેખાવમાં આપણને જણાસે. જે મધે ગ્રહ, ઉપગ્રહ, સ્થીર તારાના ઝુમખા, તેમજ જુદા જુદા વરગના ધુમકેતુ અથવા પુછડીઆ તારાઓ અને ખરતા તારા વગેરેનો જાંણવા લાએક હેવાલ આ ચોપડીની સરૂઆતના પેહેલા ભાગમાં જણાવ્યો છે. જે સઘલો ખગોળ શાસ્ત્ર (Astronomy) ને લગતો છે.

આ ચોપડીના બીજા ભાગથી જયોતીષ વિદ્યા અથવા કુદરતી તતવજ્ઞાન ફિલશુફિના ભેડાનો ખુલાશો, ખુલ્લી સમજવાર જણાવ્યો છે. હાલમાં ખગોળ તથા જયોતીષ વિદ્યાને લગતાં પુસ્તકો બ્રજોતક, જાતીકાભ્રંણ, જોતક અલંકાર, જોતકચંદ્રિકા, ગ્રહ લાગવ, સૂર્ય શીધાન્ત, મુર્તમારતંન સડપંનચાષ્ટકા વગેરેના પુસ્તકો સંસકરીત ભાષામાં હોવાથી, તે મધેની ખુબીવાર સમજ મેલવવા પાછલ ઘણો ખરચ અને લાંબો વખત ખોવો પડે છે. તોપણ તેના અભ્યાશીને પુરી વાકેફગારી મલી સકતી નથી. વાસ્તે જયોતીષ વિદ્યાના પુસ્તકો મધેની

ખુબીનો અસલો સાર એકત્ર મેલવીને તે સર્વે કોઈને સ-
હેલથી સમજ પડે હેવી રૂચીમાં આ નાહાનાં કડનાં પુસ્ત-
કમાં ગુજરાતી ભાષામાં બનાવી દેખાડયા છે. અને તે સાથે
હાલમાં યુરોપનાં જોતીષ શાસ્ત્રીઓએ, ખગોળ સંબંધી
જુદા જુદા વરગના અગણીત તારાઓના ઝુમખા
વીસે કરેલા નવા સોધોનાં અંગ્રેજી પુસ્તકો ઉપર પણ
પુરતું ધ્યાન આપ્યા પછી આ ચોપડી બનાવી છે. જયો-
તીષ વિદ્યા સંબંધી આગલા જમાનાના પુરાંણ દેશનાં
એતારેશનાસોએ કરેલી સોધ હાલની નવી સોધ સાથે ત-
પાસી જોતાં કેટલીએક બાબતો હજુર સુધી નવા સોધમા
બાહાર પડેલી નથી આએ ચોપડી મધેની ત્રીજા અને
ચોથા ભાગમધેની કેટલીએક બાબતો વૈદકગ્નાનને લગતી
બારીકી ખુબીના ભેદ જાંણવા સબંધી છે જેનો ઉપીયોગ
આગલા જમાનાના પુરાંણી હકમાઓ કરતા હતા. તથા
આ ચોપડીનો પેહેલો અને બીજો ભાગ સર્વે કોઈ ના-
હાલા મોટા જરથોસ્તીઓને જાંણવાની અગત છે કારણકે
આ માહેલી બાબતો અસલી આકાશ ભેદની ખુબીને
લગતી છે. વાસ્તે કોઈબી શાહેબ આ ચોપડી અવલથી તે
આખર સુધી પુરૂ ધ્યાન આપીને વાંચી જોસેતો તેના
બનાવનારની કદરને બુઝસે. આએ ચોપડી સર્વે કોઈ શા-
હેબો પાસે હોવાની જરૂર છે. જો કોઈએક હજાર રૂપીઆ
ખરચ કરીને પાચ વરસ સુધી આ વિદ્યા પાછલ મેહેનત
લીએ તોબી આ ચોપડીમાં જણાવેલી બાબતો પુરતુ ગ્નાન
મલવું મુસકેલ છે. વાસ્તે આએ ચોપડીની એક નજીવી
કીમત આપી ખરીદ કરવામાં કોઈ શાહેબ બખીલાઈ વા-
પરશે નહીં હેતું તેના બનાવનાર ધારે છે. આએ ચોપડીમાં
કોઈ ઠેકાંણે અમારી નજરચુક થઈ હોએ તો તે સરૂઆત
નું કાંમ છે તે બીજી આવૃતીમાં સુધારવામાં આવશે.



# જ્યોતિષ વિદ્યા અથવા કુદરતી તત્વજ્ઞાન ફીલશુફી.

## ભાગ ૧ લો.

## The Astronomy.

## ખગોળ વિદ્યા સંબંધી ખુલાશો.

હીંદુસ્થાંનનાં જોતીષ શાસ્ત્રીઓએ જ્યોતીષના ગણીત હીસાબમાં બાર રાશી અથવા તારાના બાર ઝુમખાના પટાના ૨૭ ભાગો પાડી તે દર એક ભાગને નક્ષત્ર નામ આપી તે બાર રાશીના ૨૭ નક્ષત્ર અથવા ભાગો સાથે નવ ગ્રહુઓની દરરોજની ચાલનો સંબંધ દેખાડેલો છે. પણ એ શીવાએ હરશલ (Herschel) અને નેપચુન (Neptune) એ ગ્રહુઓને તથા પચાસથી વધુ ઊપગ્રહુઓ તથા સ્થીર તારાઓના ઝુમખાઓને અને અગણીત તારાઓ ને જ્યોતીષ વિધાની ગણત્રીના હીશાબમાં દાખલ કરેલા નથી તેનું કારણ એ કે તેઓ આપણી પૃથ્વી અને તેની પડોશના ગ્રહુઓથી પણ ઘણા ઉંચા દુર હોવાથી તેની અસર હોતી નથી.

યુરોપના જ્યોતીષ શાસ્ત્રીઓએ હરશલ ગ્રહને ગણત્રીમાં લીધો છે પણ નેપચુન ગ્રહને તથા બીજા કોઈ પણ ઉપગ્રહને દુરીના સબબે ગણત્રીમાં લીધો નથી કારણ કે ગ્રહ અને તારા એ બેમાં ઘણો ફેર હોએ છે. ગ્રહને અંગ્રેજીમાં પલેનેટ (planet) કહે છે જેનો અર્થ ભટકતો તારો થાએછે. ગ્રહ આપણને સ્થીર

રોશની આપેછે તેથી તેની અસર આપણને તરત લાગુ પડે છે. પણ તારાઓ તો ગ્રહુઓથી ઘણા ઉંચા દુર હોઈને ઘરી ઘરીમાં પલપલીઆ કરે છે. તેથી તેની અસર લાગતી નથી. વાસ્તે જોતીષશાસ્ત્રીઓએ તારાઓની અસરના દાખલાઓ આપીઆ નથી. ગ્રહુઓને જો આપણે દુરબીનથી જોસુતો તે મોહોટો માલમ પડશે. પણ જો તારાને જોશું તો ફક્ત તેનો ચંમકાત માલમ પડશે. જો આપણે આગગાડીમાં બેશીને સૂર્યની નજદીકમાં એકસો વરસેપુગી સકતા હોઇએ તો તારાંઓ તો એટલા દુર ઉંચા છે કે તેની નજદીકમાં એક હજાર વરસે પણ પુગી સકીએ નહીં તારાઓ પણ ચહડ ઉતરના ૬) છ વરગોના હોએ છે. જેનો સઘલો ખુબી ભરેલો જાંણવા લાએક હેવાલ આ ચોપડીમાં આગલ જણાવેલો છે.

આપણી પૃથ્વી એપણ એક ગ્રહ છે. અને તે સૂર્ય, ચંદ્રના આકર્ષણ ગતીમાં દરરોજ ફરે છે. જ્યારે બોહોલા વિસ્તારવાલા કડની પૃથ્વી અને ગંણજાવર કડના પાહડોને પણ ગ્રહુઓના આકર્ષણની અસરની લાગણી છે. પૃથ્વી જ્યારે સૂર્ય, ચંદ્ર અને તેની પડોસના ગ્રહુઓના આકર્ષણમાં ખેંચાય છે ત્યારે તેના ઉપરની સઘલી જીવંણત ચીજોમાં ગ્રહુઓની અસરની લાગણી વધારેજ હોવી જોઇએ વાસ્તે જોતીષ એ કાંઈ વેહેમ આપનારી વિધા નથી પણ આ પૃથ્વી મધેની દરેક ચીજોમાં અને માંણસોમાં સૂર્ય,ચંદ્ર અને બીજા ગ્રહુઓની આકર્ષણ ગતી અથવા કુદરતી વી-

જલી ( Electricity ) અને લોચંબક સક્તિ (Magnet power) ના ગુણની અસર દરેકમાં કેટલી વધતી ઓછી સમાએલી છે કે જેના બલના ઉપર દરેક ઇનસાંન પોતાની તંનદરૂસ્તી અને હેયાતીનો સઘલો આધાર રાખે છે.

એક બચ્ચું આ દુન્યાંની હસ્તીમાં જન્મ લેતાં તે કુદરતી તત્વો તરફની બખશીસના સંબંધમાં તેની કેવી હાલત અથવા નશીબાને તે પુગેલું છે. તે બચ્ચાંની ગ્રહમાલા ઉપરથી જ્યોતીષનો ગણીત કાંટો દેખાડી આપેછે. જેમ પૃથ્વી દાહાડાનો, ચંદ્ર માસનો, અને સૂર્ય વરસના વખતની હીધાંનીનો એક કુદરતી ઘડીઆલનો કાંટો છે. તેમ શની, બ્રશપતી, સુકર અને બીજા ગ્રહેઓ દશા, વીસા અને તીસાના સુભ અસુભ ચહરતા પરતા વખતની તેઓ ઇધાંની આપે છે. પેહેલા વરગનો એક ધુમકેતુ એ પણ પૃથ્વીના ચહરતા પરતા હજારાના દોરની એક ઇધાંની આપનારો છે.

જેમ એક ઝાડનો રોપો, સુર્ય અને જમીનની ભીતર વીજલીની મદદ વગરં ઉગી વધી શકતો નથી, તેનામાં જો વીજલીની મદદની ખુટ પડી તો તેનું થોરા વખતમાંજ મરણ નીપજે છે. તેમજ જમીન ઉપર ભતકતો ઇનશાંન સૂર્ય ચંદ્રની વીજલી અથવા ધાતુટા પરમાંણમાંના આકર્ષણસગતિના બલના હાધાર ઉપર લાંબો વખત જીવી સખે છે.

એક દાખલા તરીકે અમાસને દાહારે ચંદ્ર સૂર્યનાં વીઆસની છેક નજદીક જવાથી ચંદ્રની વીજલીનું

બળ કમજોર થાય છે તેથી આ પૃથ્વી ઊપર વસનારા નબલી દેહેનાં દરદી માંણસોમાં ચંદ્રની વીજલીની મદદની ખુટ પડવાથી તેઓની તંનદરૂસ્તી વધારે બીગરેલી હાલતમાં આવી પડેલા આપણે નજરે જોઇએ છીએ.

એજ માફક કોઈબી બચ્ચાંના જન્મ ઊદય સંધીં વખતે જે જે ગ્રહ તેજસ્વી અથવા ઉદય જોગના વખતમાં તેનો જન્મ થાઓ હોએ તો તેનો દેખાવ સુંદર ભભકાદાર હોવા સાથે ભાગ્યેગસલી સુખી હાલતને તે પુગે છે.

અને કોઇ બચ્ચાંના જન્મ સંધી વખતે ત્રણથી વધારે ગ્રહ હસ્તના હોએ તો તેના શરીરના ભાગો ઊપર કુદરતી ખોર ખાંમો અને તે અસભાવીક હોઇને ખરાબ હાલતના નશીબાને પુગે છે. આ ચોપડી મધેના ભાગો વાંચી જોવાથી તમારી પોતાની હાલતના દાખલા આ ચોપડીથી જાંણી લેસો.

---

The Planets and Stars.

## ગ્રહ અને તારાઓ સબંધી ખુલાસો.

ઈયુરોપ દેશના જ્યોતિષ શાસ્ત્રીઓએ આજસુધીની નવી સોધમાં ગ્રહ ઉપગ્રહ અને જુદાજુદા વરગોના અગણીત સ્થીર તારાઓના ઝુમખા તથા ધુમકેતુઓ સોધી કાહાડીને તેના ઝુમખા ઊપરથી તેના નામની ઓલખ તથા તેની ચાલનો ગણત્રી સબંધી. ખગોળ

વિધના અંગ્રેજી પુસ્તકો બાહાર પડેલાં છે તેને લગતા સઘલા ગ્રહ,તારાઓનો ટુક સાર અતરે જણાવાઓ છે.

## The Sun. સૂર્ય વીશે વીચાર.

સૂર્ય આકાશમાં બધા ગ્રહો કરતાં વધારે બલવાંન છે. સૂર્ય વીના આ દુન્યા ખાલી છે.

સૂર્ય આપણી પૃથ્વીની આસપાસ ૩૬૫ દાહાડા અને ૬) અવરમાં પોતાની બારે રાશીઓમાં એકવાર ફરી વલે છે.

સૂર્યનો વીયાસ આપણી પૃથ્વી કરતાં ચઊદ લાખ ઘણો મોહોટો છે.

આપણી પૃથ્વી અને સૂર્ય વચે અંતર છેતું નવ કરોડ પચાસ લાખ મૈલનું છે.

આપણી પૃથ્વી ઉપરની સર્વે ચોજેની આવરદાનો આધાર સૂર્યથીછે અને સર્વે ઇનસાંનોને દાનાઇ ભરેલું ડાહાપણ પરેજગારી અશાઈ ભરેલી તંનદરૂસ્તી અને ઉમરદરાજ સૂર્યનાજ પરતાપથી મલેલી હોયછે.

સૂર્યની ચાલની તાંશીરનાં ભેડોનો ખુબી ભરેલો ખુલાસો જયોતીષ વિધાને લગતી બાબતોમાં આગલ તમારા વાંચવામાં આવશે.

## ચંદ્ર The Moon.

ચંદ્ર—આ શુંદર ગ્રહ આપણી પૃથ્વીની આસપાસ ૨૭) દાહાડા ૭) કલાક અને ૪૩ મીનીટમાં પોતાની બારે રાશીઓમાં એકવાર ફરી વલે છે.

ચંદ્ર આપણી પૃથ્વીથી ૨૩૭૦૦૦) મૈલને અંતર છે તે છે.

ચંદ્રનો વીયાસ ૨૧૬૦ માઇલનો છે અને તે આપણી પૃથ્વી કરતાં પચાસ ઘણો નાહાનો છે. ચંદ્રનું મુખ જે ઘોલા કાલા ભાગોમાં લાગે છે. તે પાહાડો અને ધોરી રસ્તા અને પથરના મોટા ટુકડાઓ છે. ચંદ્ર સર્વે નક્ષત્રો કરતાં પૃથ્વીની ઘણી નજદીકમાં છે. માંણસોની દેહેની સુખાકારી અને આવરદાની દરાજીનો વધુ આધાર ચંદ્રની ચાલના વહુતાં ઓછાં આર્કષણ સાથે મોહોટો આધાર હોએ છે. કોઇ બાલકના જન્મ વખતે ચંદ્ર સુદ દસમથી તે વદ પાંચમ સુધીની રોશનીમાં જન્મ થાએઓ હોએ તો તે બચ્ચાંનો દેખાવ રૂપાલો તથા દેહથી આશુદગી ભરેલું રહે છે. અને વદ પાંચમથી તે શુદ સાતમે અંધારીમાં અથવા હુસ્તના ચંદ્રમાં જન્મ થાએઓ હોએ તો તે બચ્ચું નાતવાન નબલી દેહેનું દુખી હાલતમાં હોએછે. ચંદ્રની ચાલની તાશીરના ભેદનો ખુલાસો આગલ વાંચવામાં આવશે.

---

## મંગલ The Mars.

મંગલ આપણી પૃથ્વી અને બૃસ્પતીની વચે છે. પૃથ્વી કરતાં મંગલનો વીયાસ ઘણો નાહાનોછે. તે સૂર્યથી ચઉદ કરોડ ચાલીસ લાખ મૈલને છેટે છે. તે સૂર્યની આસપાસ એક વરસ દસ મહીના અને પંદર દીવસે એકવાર ફરી વલે છે. તેનો દેખાવ આકાશમાં લાલ આતશના ઇંગારની માફકનો છે. મંગલ એક તુરૂંની

ગ્રહુ છે. કોઇ બચ્ચાંના જન્મ વખતે મંગલ પેહેલાં લગ્ન મંડલના ઘેરમાં ઉદયસ્થાને હોએ તો તે બચ્ચાંના મોહોનાનો દેખાવ લાલ તુતી જેવો. આકલો સભાવ અને તેના મોહોડાં ઉપર જખમ સરેતાની ઇશ્વાંની રેહે છે.

મંગલ પછી નાહાના બીજા ચાલીસ ઉપગ્રહુઓ છે તે કોઈ એક મોહોટો ગ્રહુ ફાટીને તેના કટકા બને લા હુશે. અને હેના પછી બ્રસ્પતિ છે. મંગલની ચાલની તાશીરનો ખુલાસો આગલ જણાવેલો છે.

## બુધ Mercury.

બુધ સુર્યની નજદીકમાં હોવાથી તે સૂર્યનાં તેજમાં ધંકાયલો છે. તેનો વીયાસ ૩૦૭૦ મૈલનો ઘણો નાહાનો છે. તેની ચાલ ઘણી ઉતાવલી છે. તે સૂર્યની આસપાસ બાર અઠવાડીયાં અને ચાર દીવસમાં પોતાની ચાલ એકવાર પુરી કરે છે. બુધ સૂર્યથી ત્રણ કરોડ અને સિતેર લાખ મૈલને છેટે છે. અને એના પછી સુકર ગ્રહુ છે.

બુધની ચાલની તાશીરનો હેવાલ આગલ જણાવેલો છે.

## બૃહસ્પતિ. Jupiter.

બૃહસ્પતિ શનીની નજદીકમાં છે. તેનો વીયાસ આપણી પૃથ્વી કરતાં ૧૩૦૦ ઘણો મોહોટો છે. તે સૂર્યની આસપાસ બાર વરસે પોતાનું એક વરસ પુરૂ

કરે છે. તે સૂર્યથી ઓગણ પચાસ કરોડ અને સાઠ લાખ મૈલને છેટે છે. બ્રહસ્પતીની ખાશીયેત પરેહુજગારી, ઇમાનદારી, પુખત વીચાર અને ગંભીરાઈ ભરેલી હોએ છે.

બ્રહસ્પતીની ચાલની તારીરની ખુબીના ભેદનો ખુલાસો આગલ જણાવેલો છે.

## સુકર. Venus.

સુકર, આ સુંદર ગ્રહે આકાશમાં કેટલાએક મહીના ઊગમણ દિસાએ સૂર્ય ઉગવા પેહેલાં દેખાએછે. અને કેટલાએક મહીના સૂર્ય હુસ્ત પાંમીઆ પછી પશ્ચીમે દેખાએ. તે સૂર્ય અને આપણી પૃથ્વીની નજદીકમાં છે. તે ૩ર અથવાડીઆંમાં સૂર્યની આસપાસ એક વાર ફ્રીને પોતાનું ટુંકુ વરસ પુરૂ કરે છે.

સુકરનો વીયાસ આપણી પૃથ્વી કરતાં સેહેજ નાહાનો છે તે સૂર્યથી છ કરોડ હેશી લાખ મૈલને છેટે છે. અને હેના પછી આપણી પૃથ્વી છે. સુકરને પણ ચંદ્રમાંની માફ્ક રૂપ, ડાઘ, અને પાહાડ છે, સુકરની ચાલની તારીરની અસર બચ્ચાંને ઘણી ફાએદા ભરેલી છે. પણ બ્રહસ્પતીના જેવી દાનાઇ પરેજગારી ભરેલી ખાશીયત તેમાં હોતી નથી હેની તારીરનો ખુલાસો આગલ જણાવેલો છે.

## શની. Saturn.

શની સૂર્યથી ૯૦ કરોડ મૈલને અંતરે, દુરછે. તે ર૯ વરસ અને ૬ મહીને પોતાની બારે રાશીનું એક

વરસ પુરૂ કરે છે. સનોનો વાયાસ આપણા પૃથ્વી કરતાં ૭૯૦ ઘણો મોહોટો છે. આપણી પૃથ્વી સનીની આસપાસ ૯૯૮૭ દાહાડે એકવાર ફરી રેહે છે. શનીની સાથે આંઠ ચંદ્ર એટલે ઉપગ્રહો છે. અને તે સાથે તેના ઉપર પોહોલા તેજદાર ચમકતા કમર પતાઓ છે. શનીની ચાલની તાસીર બહુ અદેખા સભાવની ખાસીયત હોએ છે. અને તેની અસરથી બચ્ચાંના મોહોડાં ઉપર શીતલાના દાગો રેહે છે.

કોઈ બચ્ચાંને સની ઊંચનો હોએતો તેને જમીન સાથે સારૂ લેહેનું હોએ છે અને નીચનો હોએ તો તે બચ્ચું દુખ પીડા હલાખી ભોગવીને બચગીમાંજ તેનું મરણ નીપજે છે. શનીની ચાલની તાશીરનો હેવાલ સંધો આગલ જણાવેલો છે.

---

## Herschel.

હરશલગ્રહ સનોથી પણ દુર છે. તે સૂર્યથી એક અબજ અને ત્યાશી કરોડ મૈલને અંતરે છે. એને સૂર્યની આસપાસ ફરી રેહેતાં આસરે ચોરાશી વરસ લાગે છે. પૃથ્વી કરતાં એ છન્નુ ઘણો મોહોટો છે. હેને છ ઉપગ્રહ એટલે ચંદ્ર છે. હીંદુસ્થાનના જોશીઓએ એને ગણત્રીમાં દાખલ કરેલો નથી કારણ કે એ સનીથી પણ ઘણો દુર છે તેથી તેની અસર આપુણે હોતી નથી પણ ઈયુરોપના ભાગને સનીના ગુણને મલતી અસર છે હેવું ઈયુરોપના જોતીષ શાસ્ત્રીઓ કેહે છે.

---

## નેપચુન Neptune.

નેપચુન એ સૂર્યથી અને સઘલા ગ્રહઓ કરતાં ઘ-

ણો દુરછે. એટલે બેઅબજ છાશી કરોડ ચાલીશ લાખ મૈલને અંતરે છે. એના ફરી રેહેવાનો વખત ૧૬૫ વરસનોછે. હેને એક ચંદ્ર અથવા ઉપગ્રહછે. તેને ગણત્રીમાં લાવતા નથી કારણ કે તે પૃથ્વીથી ઘણો દુર હોવાને લીધે તેની અસર લાગતી નથી એમ તેમનું કેહેવું છે.

જયોતીષવીધાના સોધમાં સર્વે જોતીષ રૂશીઓથી પેહેલો સતજરથોસ પેગમબર પુરો ફતેમંદ ઊતરીઓ હતો. જુઓ જરથોસ્તીઓની ઈજસની બંદગીનો પેહેલો ભાગ તથા ખુરશેદ, મેહેર અને માહાંનીયાએસ તથા સરૂશાઈસ્તના અવસ્તા.

મજદીયસનો જરથોસ્તી ધર્મના સીક્કાની તથા તેમની ઈજશની બંદગી ક્રીયાના આલાતોની સઘલી ઈધાંનીઓ જુદા જુદા વરગોના સેતારાઓને મલતીછે.

---

## રાહુ Dragon head.

રાહુ એ કાંઈ આકાશી ગ્રહ નથી પણ પૃથ્વીના ઉત્તર ભાગનો તે કાલુટ છાયોછે. આકાસ તરફ એ કાલો છાયો ૧૮ માસે એક રાશીમાંથી ઉતરતી બીજી તેથી ઉતરતી રાશીઓ ઉપર આવેછે. હેની ચાલ ઉલતીછે. રાહુ મેસરાશીથી કન્યા રાશી સુધીમાં બલવાંન ગણાએ છે અને માણસોને હીમત, લાભ, જમીન, ખેતી વગેરેનો ઉદમ સુચે છે. તોલાથી તે મીન રાશી સુધી રાહુનું ફળ અશુભ માંણેલું છે. હેના ભીતર અંધકાર દોરમાં માંણસોને પાપ ગુણાં ભરેલાં કાંમો કરવા પાછલ બહુ વીચાર દોરે છે.

## કેતુ Dragon Tail.

કેતુ—તોલા રાશીથી તે મીન રાશી સુધીનો બ-લવાન માંનેલો છે. જ્યારે આ ૬) છ રાશીઓના દોરમાં કોઇ બચ્ચાંનો જન્મ થાઓ હોએ તો તેને હાથે ધર્મ નેકીના કામો કરાવે બાપીકું સુખ મલે. બચ્ચાંના જન્મ વખતે કેતુ મેસથી કન્યા રાશીની અંદર હોએ તો તે બચ્ચું તેના માબાપના હોકમમાં નહીં રેહે અને ખરાબ ચાલ ચાલે. ખગોળ શાસ્ત્રને લગતાં સૂર્યશી-દ્ધાંનત ગ્રંથમાં જણાવે છે કે રાહુ એ પૃથ્વીની ઉત્તર ભાગનો તે છાયો છે અને રાહુને કેતુ એ ઉતર દક્ષીણે એક બીજાની સામાસામી હમેશાં હોએ છે. અને ઉત્તર દક્ષાને કાલુત છાઓ આકાસ તરફ દેખાડે છે.

તારાવો—સફેદ, પીલા, લાલ, દુધીઆ રંગમાં ચમકાત આપતા આપુણે દેખાયછે. આપણે દુરબી-નથી જોઇએચ તો તે સૈકડો તારાઓથી બનેલા ઝુ-મખાઓ છે તેઓ એટલા તો દુર છે કે તે આપુણે એક વાદલીની માફક દેખાએ છે.

આએ દુન્યામાં હવાઈ ચીજ શું છે તે શોધ ઉપરથી માલમ પડીઉં છે કે તેલ જે દીવામાં બલે છે તેને મલતી ચીજો છે અને બીજુ તો તેમાં અપાર ખુ-બીવંનતી આતશબાજી સમાએલી છે. રાતે આપણે હીરાની માફક ચમકતા તારા સંખીઆબંધ જોઇએચ. દીસના તેઓ સૂર્યની રોશનીથી આપુણે દેખાતા નથી જેમ સૂર્ય, ચંદ્ર ઉગેચ આઠમેચ તેમ તેઓબી છે.

થોડા તારાઓને તમે રાતના સાત કલાકે પૂર્વ તરફ જોસો અને તેને પાછા રાતના દશ વાગે જોસો તો તે તમુને કેટલા આગલ ચાલેલા ફ્રરતા માલમ પડશે.

ગ્રહ અને તારા એ બેમાં ઘણો ફેર છે ગ્રહુઓ વીશે તમો આગલ વાંચી ગીઆ.

---

## પુછડીઆ તારાઓ The Comets.

આકાશમાં કોઈ કોઇ વાર કેટલીએક પ્રકાશીત ચીજો આપણા જોવામાં આવે છે તેમાંના થોડી એક ચીજો એક તારાની માફ્ક હોયછે અને તેને છેદે એક પુછડી જોવામાં આવે છે. હાવી ચીજને પુછડીઆ તારા કેહેછે. અંગ્રેજીમાં હેને કામેત કરીને કેહે છે. જેના અરથ હેવો થાએ છે કે તેને છેડે બાલોનાં ગુચડાંની માંફ્ક તેની સાખા લાંમબી વધેલી છે. આ દેશમાં કેટલાએક લોકો હેને પુછડીઓ તારો કહે છે અને કેટલાએક લોકો મોહોડાંમાંથી ધુમાડો નીકલતો તારો કહે છે. પુછડીઆ તારા કાંઇ એકસરખા હોતા નથી. કેટલાએક એક વાદલીની માંફ્ક દેખાય છે કે જેને આપણા લોકો જોઇ શકતા નથી.

ખગોળ વીધા જાણનારા જયોતીષ શાસ્ત્રીઓએ દુરબીનની મદદથી એ પુછડીઆ તારાઓનો સોધ મેલવીઓ છે તે ઉપરથી પુછડીઆ તારા કોઈ કોઇ ઘણા ચમકતા હોએ છે અને કેટલાએક તો હેવી રોશની આપેચ કે આપણે આપણી આંખોથી જોઈ શકાએ નહીં હાવા કોમેટ કોઇ કોઈ વાર આપણી ન-

જરે પડેછે. જયારે પુછડીઆ તારો પોતીકો અંચીતો દેખાવ આ પૃથ્વીના લોકોને આપે છે ત્યારે આપણા લોકમાં તેની તરેવાર ધાસ્તી ઉત્પન્ન થાએ છે.

કોઈ રાજની ઉઠલ પાઠલ, લડાઈ, દુકાલ, ભુખમરો, મરકી વગેરે રોગની ઉમતી વગેરેના તરેવાર વીચારો લોકોના મનમાં ઉત્પન્ન થાએ છે.

પણ યુરોપના ખગોળ વીધા જાણનારાઓએ પુછડીઆ તારા એ શું ચીજ છે તે તેવોએ સોધી કાહાડયું છે કે પુછડીઆ તારા સૂર્યની નજદીકમાં એક વરતુલ ફરેછે. ઘડીમાં તે છેક સૂર્યની નજદીકમાં આવેછે અને ઘડીમાં સૂર્યથી દુર જાએ છે ત્યારે તે આપણી નજરે પડે છે.

સઘલા સેતારાઓ પૂર્વેથી પશ્ચીમ દીસામાં ફરેછે. પણ આ પુછડીઆ તારાઓની ચાલ તેથી ઉલટી છે તેનું ફરવું પશ્ચીમ દીસાથી ચહુડતું છે.

તારાઓ આકાશના ભાગોમાં ધંકાઇ ગયા છે તેથી તેઓ એક ઝુમખાની માફક દેખાય છે. પણ પુછડીઆ તારાઓ તો સઘલી દીશાએ તેઓ ફરે છે. કોઇ પણ પુછડીઆ તારાને બીજા પુછડીઆ તારા સાથે આપણે સરખાંમણી કરી સકશુ નહીં. જેમ આકાશમાં વાદલીઓનો રંગ ઘડીઘડીમાં બદલાએ છે તેમ પુછડીઆ તારાનો આકાર પણ જાત જાતનો હોય છે. કોઇને લાંમબી પુછડી હોએ છે અને કોઇને નાહાની પુછડી હોએ છે. હેલીસ નામના એક જયોતીષ શાસ્ત્રીએ આસરે બસો વરસની વાત ઉપર એક

પુછડીઓ તારો સોધી કાહાડીઓ હતો તે દહાડેથી તે તારાનું નામ હેલીસ કરીને આપીઉં છે. હેલીસે એ પુછડીઆ તારાનો ફરવાનો મારગ નીચે પ્રમાંણે સોધીઓ છે.

આ પુછડીઓ તારો સૂર્યની આસપાસ છ)છોતેર વરસે એકવાર ફરી વલેછે. તેણે એ તારાને ઈશાવીશાને ૧૭૫૯ માં ફરતો જોઓ હતો અને પાછો તે ઠેકાંણા ઉપર ૧૮૩૫માં હેલીસે આવતાં દીઠો. એ પુછડીઓ તારો સૂર્યથી પાંચ કરોડ મૈલ દુર જાએ છે. હવે તે એવું કહે છે કે પાછો ૧૯૧૧ માં આપણને દેખાશે. કેટલાએક પુછડીઆ તારા સૂર્યની આસપાસ પાંચ વરસે ફરી રહે છે અને કેટલાએક હજાર વરસે ફરી રહે છે અને બાકીના કેટલાએકો જતા દેખાય છે પણ પાછા ફરી વલતા જનાતા નથી. કેટલાએક પુછડીઆ તારાના માથાં ચલકતાં હોએ છે અને ઘણું ખરૂં તેઓ સૂર્યની રોશનીથી ચમકે છે.

---

## Meteors. ખરતા તારાઓ વીશે.

ખરતા તારા ઠંડીની મોસમમાં કોઈવાર આપણાં માંથાં ઊપર કોઇ બીજી દુન્યા આવીને પરતી હોએ અથવા તો આકાશમાંથી આતશનો વરસાદ વરસતો હોય એવો દેખાવ ઘણું કરીને યુરોપ અને અમેરીકાના ભાગમાં નજરે દેખાવ આપે છે. અંગ્રેજીમાં એ ખરતા તારાઓને મીતીયરસ (Meteors) નામ આપેલું છે

૩૩૬ તેતરીસ વરસ અને ત્રણ મહીને એ પૃથ્વી ઉપર ખરતા તારાના કડકા જથાબંધ પરેછે. ૧૭૯૯માં એ ખરતા તારા ગ્રીનલેન દેશમાં પડીઆ હતા.

અને ૧૮૩૩ માં તેવો દેખાવ અમેરીકામાં પાછો દેખાઐા હતો. એક દાહાડે રાતે એક સખશે નજરે જોઇલી વાત કરે છે કે તે સુતેલો હતો એટલાંમાં તેના માંણસોને રદતાં તથા ચીચારી પાડતાં સાંભલીયાં તરતજ એક માંણસ મને ઊઠાડવાને આવીઓ અને કેહેવા લાગો કે શાહેબ આસમાનની ઊપર આગ લાગી છે. આગની વાત સાંભલીને હું તરતજ ઉથીઓ અને જોઉંચતો આકાશમાંથી ચમકતા ખરતા તારા નીચે પરતા જોયા તે વખતે કેટલાએક તેને અપસગંન ભરેલું ગણવા લાગા પણ જ્યારે પુછડીઓ તારો સૂર્યની છેક નજદીક આવેછે ત્યારે તેને રસ્તો અથવા માર્ગ નહીં મલવાથી તેની સાખા અથરી ભાગીને નીચે પરેછે. આગલ વીદવાન માંણસો પણ એ વીશે સકમંદ હુતા કે તે એક જાતની વીજલીઓ છે પણ હવે એ વીશે પક્કો સોધ મલીઓછે કે જ્યારે તે નીચે પરેછે તો તે એક ધાતુથી મલેલા પથરની માફક દીપે છે. પ્રદરશાન મધે મુકેલા એ પથરોના કટકા આપણા જોવામાં આવે છે. પેરીશાનાં પરદશાનમાં હેમેના પથરનો મોટો કટકો મુકેલો છે. એ પથરમાં લોખંડનો ભાગ સમાએલો છે. એ પથરના કટકાનો વજન આસરે વીસમણનો કેહેવાએ છે.

## સ્થિર તારાઓ.

સ્થિર તારાઓ પણ ચહડતા ઉતરતા ૬) છ વરગના હોએ છે, આ તારાઓ પોતાની જગા બદલતા નથી તેથી તેને સ્થિર તારા કેહે છે.

પેહેલા વરગના તારાઓ ઘણા ચલકતા જોઈએ ચ તેનું કારણ તેઓ સૂર્યની નજદીકમાં છે.

તેથી ઉતરતા બીજા, ત્રીજા એ પ્રમાંણે ૬)છ વરગના બધા તારાઓને ઓલખી કાહાડવામાં તેના ઝુમખાઓને જાણવરોના આકારની ઇધાંનીઓ હોયછે· આ તારાના ઝુમખાઓના પટાને રાશી મંડલ કેહેછે.

પૂર્વ દિશા તરફનો સઉથી સરસ પ્રકાશવાલા સેતારાઓના ત્રણ ઝુમખાને અંગ્રેજીમાં Orient Sirius the Dogstar the Brighten star in the Sky) ઓરીએનત શીરીઅસ અથવા દાગસ્તાર કેહે છે· એ આકાશમાં ઘણોજ તેજ પ્રકાશ આપેછે. જેને જરથોસ્તી ધર્મના અવસ્તામાં (તેસતરીમ દરૂઓ ચશામનેમ) એટલે તેજસ્વી પ્રકાશીત ચશમવાલો તેસતર સેતારો જરથોસ્તી લોકો કેહેછે.

ઉત્તર ધ્રુવ (North pole) તરફના સાત તારાના ઝુમખાને જોષી લોકો સપ્તઋષિ અથવા વાહાણ વગેરેના નામોથી ઓલખેછે.

જરથોસ્તી ધર્મના અવસ્તાની સાદત પ્રમાંણે તે હુમરંગ સેતારાનો ઝુમખો હોવો જોઇએ. રાતને વખતે

આપણે ખુલ્લાં મેદાંનમાં ઉભા રહી આકાશ તરફ નજર કરીએ તો તે ચમકતા તારાઓના ઝુમખાઓ ગોલ ઘુમતના પટાના આકારમાં તે આપુણે નજર પડશે.. જોષી લોકો તેહેને રાશી મંડલ કેહે છે.

આકાશનો સંઘો ઘુમટ પૂર્વથી પશ્ચીમ તરફ ગોલ ફરતો હોએ હેવું આપુણે જણાએ છે પણ તે આપણી નજરમાં ઉલતો દેખાવ લાગે છે, તે ઉપરથી એમ નહીં જાણવું કે તે ફરે છે પણ આપણી પૃથ્વા તેની આસપાસ ફરે છે. આપણે આગગાડીમાં બેશીને જતા હોઈએ ત્યારે આપણી નજર સાહ્યંમનેની ચીજો જાને સેતાબ ચાલી જતી હોએ એમ આપુણે જનાય છે તેમ એ પણ એમજ દેખાએ છે. કારણકે આ તારાના ૧૨) ઝુમખા આપણી પૃથ્વી અને સૂર્ય કરતાં બી ઘણા મોહોટા છે અને આપણી પૃથ્વી તેના ઘુમટના પતાની પૂર્વ, પશ્ચીમ ભાગમાં ફરે છે. આ બાર ઝુમખા શીવાએ બીજા ઉત્તર તરફ ૨૯ અને દક્ષીણ તરફના ૨૮ મલીને ૫૭ ઝુમખા તારાઓનાછે.અને તેની આજુબાજુમાં બીજા ઘણાએક તારાઓના પીણડો છે.

## The Zodiac રાશી મંડલ.

આકાશની મધ્યેમધ જાણવરેના આકારમાં દેખાતા વરતુલ સ્થિર તારાઓના ૧૨ ઝુમખાના પટાને રાશી મંડલ કેહે છે.

આ બાર રાશીનાં નામો સા ઉપરથી આપેલાં છે તથા દરેક ઝુમખામાં કેટલા તારાઓ છે. તથા તેના તત્વોગુણની અસર વગરેનો કોથો નીચે આપ્યોછે.

## ઉત્તરાએણ તરફની રાશીઓમાંનાં તારાના ઝુમખાઓનાં નામો.

૧. Aries પેહેલી મેષ એટલે મેંઢાંનો આકાર હેમાં ૬૭) તારાઓ છે. હેનું અગ્નિતત્વ મંગલનું ઘેર છે. Fiery signs.

૨. Taurus વૃષભ, ગોધો હેમાં ૧૪૩ તારા છે. હેનું ખાકીતત્વ શુક્રનું એ ઘેરછે. Earthly signs.

૩. Gemini મિથુન જોડકુ છોકરાં એ ઝુમખામાં ૮૭ તારા હેનું વાઉ તત્વ બુધનું ઘેર-Airy signs.

૪. Cancer કર્ક કાચબ ૮૭ તારા હેનું જલતત્વ છે. એ ચંદ્રનું ઘેર છે. Watery signs.

૫. Leo સિંહ સહીં ૧૦૧ તારા અગની તત્વ F. S. રવીનું ઘેર છે.

૬. Virgo કન્યા ૭૩ તારા ખાકીતત્વ E. S. બુધનું ઘેર છે.

---

## દક્ષિણાએણ તરફની રાશીમાના તારાના ઝુમખાના નામો.

૭. Libra તોલા બાજવું હેમાં ૫૩ તારા વાયુ તત્વ A. S. શુક્રનું ઘેર છે.

૮. Scorpio વૃશ્ચિ એટલે વીછુમાં ૩૭ તારા જલતત્વ Wa. S. મંગલનું ઘેર છે.

Sagittarius ૯. ધન એટલે કાંમથાંમાં ૭૩ અગ્નિતત્વ F. S. ભરસપતીનું ઘેર છે.

૧૦. Capricorn મકર તુફાની મગરમાં ૫૪ તારા ખાકીતત્વ E. S. શનીનું ઘેર.

૧૧. Aquarius કુંભ પાંણીનો ઘડો અથવા પખાલ, ૧૧૬ તારા હુવાઈતત્વ એબી શનીનું ઘેરછે.

૧૨. Pisces મીન માછલું જેમાં ૧૧૫ તારાછે જલંતત્વ બ્રસપતીનું ઘેર છે.

આએ ૧૨ રાશીઓ મધેની દરેક રાશીઓની તાશીર, ગુણ, ભેદ અને ખાશીએત, રંગ, રૂપ,સભાવ વગરેનો વધુ ખુલાશો આ ચોપડીના બીજા ભાગમાં આપેલો છે.

---

## ભાગ ૨ જો.

### જ્યોતિષ વિદ્યા. The Astrology.

જ્યોતિષ વિદ્યાની ગણત્રીમાં બાર રાશીના ૨૭ ભાગો પાડી તે દરએક ભાગને નક્ષત્ર નાંમ આપી તેની સાથે ૯ નવ ગ્રહઓની દરરોજની ચાલનો સબંધ દેખારેલોછે.

દરેક રાશીમાં સવાબે (૨¼) નક્ષત્ર ગણેલાં છે. સતાવીસ નક્ષત્રોના ચાર ભાગો કરીએ તો તે ૧૦૮ થાએછે. અને તેને ૯) નવે ભાગીએ તો ૧૨ બારનો આંક આવે છે જે બાર રાશી થાએ છે. અને દરએક રાશી સાથે ૯) પડમ એટલે સવાબે નક્ષત્ર જોડેલાં હોએ છે.

ચંદ્ર સવાબે નક્ષત્રોમાં પોતાનો એક રાશીનો દોર પુરો કરે છે,

બારે રાશીઓ ઉત્તર અને દક્ષીણ દિસામાં વેહેચાએ-

લીઓ છે. મેસથી તે કન્યા રાશી સુધી ઉત્તરાયણમાં અને તોલાથી તે મીન શુધી દક્ષિણાએનમાં આપણી પૃથ્વી પેહેલાં વિષવવૃત્તમાં મેસથી તે કન્યા રાશી સુધી ઉત્તર ગોલાર્ડમાં ફરે છે અને તોલાથી તે મીન રાશી સુધી દક્ષિણ ગોલાર્ડમાં ફરે છે. જયારે આપણી પૃથ્વી ઉત્તર ગોલાર્ડમાં અરધા ભાગથી વધારે હોએ છે ત્યારે તે ભાગ ઉપર સૂર્ય વધારે લાંમબો વખત શુધી જણાએ છે. તેથી આ પૃથ્વીના લોકોને દાહારો લાંબો અને રાત ટુંકી જણાએ છે, અને પૃથ્વી જયારે દક્ષિણ ગોલાર્ડમાં ફરે છે ત્યારે તેને અરધા કરતાં વધુ ભાગ હેઠાંણમાં હોવાથી રાત લાંમબી અને દાહારો ટુંકો આપુણે લાગે છે.

---

## The Diurnal and Nocturnal Hemisphere.

## અર્ધ ગોલાર્ડ

આકાસમાં દાહારો અને રાતના બે મોહોટા ભાગો અર્ધ ગોલાર્ડમાં વેહેચાએલા છે અને જમીનના ઉપર તેઓનો બાહોલો વીસ્તાર પૂર્વ અને પશ્ચિમ દિશાની દ્રષ્ટી મર્યાદા (horizon) જમીન અને આકાસ જાણે એક બીજા સાથે લાગેલાં હોએ હેવા દેખાવની હદ આપુણે દેખાયે છે અને આકાશનો બાકીનો સંનધો અરધો ભાગ જમીનની હેઠાંણમાં હોએ છે. બે બીજા મોહોટા ભાગો જમીનના મધ્ય બીંદું ઉપરનો ભાગ જે બપોરના ૧૨ કલાકે જાંહાં સૂર્ય માંથે આવે છે તે દક્ષિણ દિશા દેખાડે છે અને રાતના બાર કલાકે જે જમીનના માંથેનો ભાગ તે

ઉત્તર દિસા આપુણે દેખારે છે. ગ્રહ માલાનાં મંડળમાં મેખરાશીના પેહેલાં અંગસની સરૂઆત ઉગમણ દિસાથી ચહરતી હોએ છે અને તેની સામને તોલા રાશીના પેહેલા અંગસની સરૂઆત પશ્ચિમે જાણવી. ઉત્તર દીસાએ કર્ક રાશીની સરૂઆતની સાંમને મધ્ય ભાગમાં મકર રાશીની સરૂઆત જાંણવી. મધ્ય બીંદુ અને પૂર્વ દિસાએ બેની વચે અંતર અથવા તફાવત ૯૦) નેવું અંગસનો જાંણવો. જો સૂર્ય મેખરાશીના પેહેલા અંગસનાં ભાગમાં હોએ અને ચંદ્ર મકર રાશીના પેહેલા અંગસમાં હોએ તો ચંદ્ર દક્ષિણ મધ્ય બીંદુમાં છે અને ચંદ્ર અને સૂર્ય વચે ૯૦) નેવું અગંસનો અંતર છે જેથી તેઓની એક બીજા ઉપર ૯૦) અંગસની ઇસકુવાએર ચોખંણ ફરતી નજર છે એમ જાણવું જો પેહેલાં ચોથાં સાતમાં ને દસમાં ઘેરમાં સુભ ગ્રહ રેહેલા હોએ તો તે ઘણાં બળવાંન જાંણવા અને તેનું ફલ પણ ઘણું સારૂં હોએછે.

આ ચોખંડ ભાગો સાથે ત્રણ ત્રણ રાશીઓ જોડાએલી હોમને બાર રાશીના ઘેરો સમાપ્ત થાએ છે.

કેટલાએક ગ્રહ દાહારાના બળવાન જાણવા અને કેટલાએક ગ્રહ રાતના વખતે બલવાન જાણવા.

સૂર્ય, ભરસપતી અને સુકર એ દાહારાના બળવાન, ચંદ્ર, મંગલ અને સની એ રાતને વખતે બલવાન જાણવા, બુધ દાહારાનો તેમજ રાતને વખતે બલવાન જાણવો જરથોસ્તીઓની રાત દાહાડાની પાંચે ગેહેના અવસ્તાની અંદર આ બીનાને લગતા ગ્રહઓ અને સેતારાઓના ઉદય વખતની સરદારીનો હેવાલ જણાવેલો છે.

જે બચ્ચાંનો જન્મ દાહારાનો કે રાતની વખતે થાઓ હોએ તે વખતના ગ્રહઓની ચાલની તાશીર ઉ-પર વીચાર પુગાડવો જોઇએ.

---

## Periodical Strength.

## ગ્રહઓનાં બળવાંન સ્થાંણો.

જન્મ કુડલીનું પેહેલું ઘેર ઉગમણે જાણવું અને એ ઠેકાંણે જન્મ કુડલીના પેહેલા ઘેરમાં ભરસપતી કરક રાશીનો થાઇને બુધની સાથે રેહેલો ઘણો બલવાન જાણવો.

ચોથુ ઘેર ઉતર દિશાનું જાણવુ એ ઠેકાંણે ચંદ્ર અને સુકર રેહેલો હોએ તો ઘણો સારો.

સાતમું ઘેર, પશ્ચીમે જાણવું તે ઠેકાંણે સની બ-લવાન જાણવો.

દશમું ઘેર દક્ષિણ દિસાનું જાણવું એ ઠેકાંણે સૂર્ય અને મંગલ બલવાન જાણવો.

જે ગ્રહે ઉચની રાશીનો થાઇને રેહેલો હોએ તે સમપુરણ બલવાન જાણવા.

જે ગ્રહે શવ રાશીનો થાઇને રેહેલો હોએ તેનું બળ $\frac{3}{4}$ પોનો ભાગ જાણવું.

જે ગ્રહે પોતાના મીત્રના ઘેરમાં જાઇ રેહેલો હોએ તેનું બલ $\frac{1}{2}$ અરધું હોએ.

જે ગ્રહે પોતાના સત્રુના ઘેરમાં રેહેલો હોએ તેનું બલ $\frac{1}{4}$ ચોથો ભાગ જાણવું.

જે ગ્રહે નીચની રાશીનો થાઇને રેહેલો હોએ તેનું બલ કાંઇ નહીં તેટલો કમનશીબો હોએ.

જે ગ્રહે પોતાના મીત્રના ઘેરમાં એકલો રેહેલો હોએ તો તે તેનો શત્રુ થાઇ પડે છે. વાસ્તે તે મીત્રની સાથે રેહેલો હોએ તો સુભ ફળને આપે છે.

જો બે ગ્રહેઓ વેરભાવીક રાશીના એક બીજાના શત્રુ થાઇને રેહેલા હોએ તો માંથાના દરદ ઉપર લાવે

બે ગ્રહેઓ એક બીજાના મીત્ર થાઇને સુભ સ્થાંણે રેહેલા હોએ તો લામબો આવરદા સાથનું શુખ આપે.

ત્રણ ગ્રહેઓ ઊચની રાશીના હોએ તો તે ભાએ-મને વધારે સદા શુખી રાખે.

ત્રણ ગ્રહેઓ સ્વરાશીના હોએ તો તે મધીઅમ સુખ આપે.

ત્રણ ગ્રહેઓ નીચની રાશીના હોએ તો બીજાના હાથ હેઠે તાબેદારી કરાવે તેને બીજો સારો ઉદમ સુજે નહીં.

---

## ગ્રહઓ પોતાનો ચાલમાં ફરતી વખતે દસ હાલતમાં રૂપ બદલેછે તેનો ખુલાસો.

૧. પેહેલા પ્રકારની હાલત દીપ્ત એટલે ઊચની રાશીનો ગ્રહે હેની તાશીરનું ફલ સારૂ સુખ લામબી જીંદગી, મોહોટા દરજ્જાવાલી નોકરી ભોગવે, સદગુણી સ્ત્રી મલે, ફરજંદનું સુખ, લોકમાં માન મેલવે.

૨. બીજા પ્રકારની હાલતનો સ્વસ્થા એટલે સ્વગ્રહે, હેની તાશીર સારી વિધા, મધ્યમ રોજી, ફરજંદોની વરધીને આપે.

૩. ત્રીજા પ્રકારની હાલત મુદીત એટલે મીત્રના ઘે-

રમાં રેહેલો ગ્રહે ઊંચો જાતનો દરેજ પેહેરે, સુંદર સ્ત્રી મળે, નાચ રંગ અને મોજ ભરેલું સુખ આપે.

૪. ચોથી હાલતનો મંનથા એટલે કોઇ શુભ ગ્રહ સાથે રેહેલો હોએ ત્યારે ઘણું જોર હીમતવાંન સઘાં સાથે લેહેનું અને દેહેથી શુખી રાખે.

૫. પાંચમી હાલત સ્કથા એટલે જ્યારે ગ્રહે પોતાની ચાલમાં પાછો હઠેલો હોએ તો રાજ દરબારમાં તથા મોહોટા લોકોમાં વખનાઇ નાકલે, દોલત તથા ફરજંદોનું સુખ વાપરે.

૬. છથી હાલત મીદયા એટલે અસ્તનો અથવા ગશીની સેવતનો ગ્રહે હેની તાશીર માંથાનો ફેરાવન કુટંબીઓમાં અનબનાવ રાખે અકલનો કોતા, તંનતાબાજ ઊલટી અકલનો, કોઇ બાબતમાં ફશી પડે.

૭. સાતમી હાલત દીનાહ એટલે ગ્રહ જ્યારે સત્રુના ઘેરમાં રેહેલો હોએ તો તે સખશ હંમેશનો દુખી, ઘણો ગુસ્સા ભરેલો સુભાવ, લુચાઇ ભરેલી ચાલ અને વાંકમાં ફશી પડવું થાએ.

૮. આઠમી હાલત વેકલ એટલે જલીત ગ્રહ જ્યારે ગ્રહ સૂર્યની નજદીકમાં બલતો જલીત હાલતમાં હોએછે તેનું ફલ તે માબાપ વગરનો થાઇ પડે, સત્રુઓનો ભારી જોર તેના ઉપર હોએ, ઓરત બચ્ચાંનો નાશ કરે.

૯. નવમી હાલત ખલહ એટલે પરતી દશા નીચની રાશીનો ગ્રહે થાઓ હોએ તેની તાશીરનું ફગ પૈસાની ખુવારી, સદા મેહેનત હેજગારીમાં ગુતેલો રાખે, દરીદ્ર હાલતમાં બંદાખાનું અથવા માંદગી ભોગવે.

૧૦. દશમી હાલત ભીથા એટલે ઉતાવલી ચાલનો ગ્રહે જેનું ફલ તેની મનસુકતી ઘણી ગુચવણ હાલતમાં હોએ તેને કાંઇ સારો વીચાર સુજે નહીં ભંમતા વીચારનો તેના હાથે એકપી કામ પાર ઉતરે નહીં, ઘણી ખરાબ હાલતમાં જીંદગી ભોગવે, આગ અથવા હથીઆરથી તેને ઇજા પોહોંચવાની ધાસ્તી રેહે.

---

## ગ્રહઓની દ્રષ્ટિ એટલે નજરની સમજ વીશે.

ગ્રહોઓનો જે રાશીના ઘેર ઉપર તેનો ઉદય થાયો હોએ તે ઘેરના સ્થાંનથી તેની સીધી પુર્ણ નજર તેની સા-મનેના ૭ સાતમાં ઘેર ઉપર હોએ છે.

દાખલા તરીકે જો રવીનો ઉદય મેસરાશીમાં થાઓ હોએ તો તે ઠેકાંણેથી તેની સીધી નજર તોલા રાશી ઉપર આવી જાંણવું.

પણ મંગલ, બરસપતી અને શનીની સંમપુર્ણ નજ-રમાં ફેર હોએ છે. જો મંગલ મેસરાશીનો હોએ તો તેની શીધી નજર ૪) ચોથાં ૭) સાતમાં ને ૮) આડમાં ઘેર ઊપર હોએ છે. એટલે કરક, તોલા અને વરશ્ચરાશીના ઘેર ઉપર હોએ છે.

બરસપતીની શીધી બલવાંન નજર પાંચમાં ૭) માં અને ૯) માં ઘેર ઉપર હોએ છે. સનીની શીધી બલવાન નજર ત્રીજા સાતમાં અને દશમાં ઘેર ઉપર હોએ છે.

. રવી, ચંદ્ર, સુકર અને બુધની શીધી નજર સાતમાં ઘેર ઉપર હોએ છે.

## ગ્રહ દ્રષ્ટિ ચરણ.

જે સ્થાન એટલે ઘેરમાં જે ગ્રહે રેહેલો હોએ તે ગ્રહની નજર તે સ્થાનથી ત્રીજા ને દશમાં ઘેર ઉપર એક ચરણ એટલે ¼ મા ભાગ હોએ છે.

પાંચમાં ને ૯ નવમાં ઘેર ઉપર બેચરણ એટલે ½ અરધો ભાગ હોએ છે.

ચોથા ને આંઠમાં ઘેર ઉપર ત્રણ ચરણ એટલે ¾ પોનો ભાગ હોએ છે. અને સાતમાં સાહામાં ઘેર ઉપર ચાર ચરણ એટલે સંપુરણ નજર હોએ છે.

## ગ્રહઓની સુભ અસુભ નજરની સમજ.

ગ્રહઓની નજરના ફલના બે પ્રકારો હોએ છે.

સુભ ગ્રહેઓની ૬૦ ૧૨૦ કે ૧૮૦ અંસની નજર હોએલી સારી.

રાક્ષસ ગ્રહેઓની ૯૦ કે ૧૮૦ અંસની નજર હોએ તો સાહામાં ઘેરનો નાસ કરે. પણ જે ગ્રહેઓની સાહાંમી નજર પોતાના ઘેર ઉપર હોએ તો તે સારી જાંણવી.

સુભ ગ્રહેની રાક્ષસ ગ્રહે ઉપર નજર હોએલી સારી પણ રાક્ષસ ગ્રહેની સુભ ગ્રહે ઉપર નજર હોએલી સારી નહીં ખરાબ કરે કલેસ ઉપજાવે મેહેનતમાં નાખે. સુભ ગ્રહેની નજર ગમે હેવી હોએલી ઘણી સારી સાહામાં ઘેરનું રક્ષણ કરે, રાક્ષસ ગ્રહેની નજર સામાં ઘેરને પીડા ઉપજાવે.

## બે ગ્રહના અંતર ઉપરથી સુભ અસુભ દ્રષ્ટિની સમજ.

૧. બે ગ્રહે એક રાશીના હોયને અંસકલામાં સર-

આ હશે તો તેને મુસાલમક નજર કેહે છે જો સુભ ગ્રહની હશે તો તે સુભ નજર અને રાક્ષસ ગ્રહની હશે તો તેને રાક્ષસ નજર સમજવી. દરએક રાશી વચે અંતર ૩૦) અંશનું હોએ છે.

૨. જો બે ગ્રહેમાં ૩૦) અંસનું અંતર હશે તો તે ત્રીસ અંશની દ્રષ્ટી નજર સમજવી એ સુભ છે.

૩. બે ગ્રહે વચે ૪૫) અંશનું અંતર હશે તો તે ૪૫) અંસની અસુભ નજર સમજવી.

૪. બે ગ્રહે વચે ૬૦) અંસનું અંતર હસે તો તે વધારે સુભ નજર જાણવી.

૫. બે ગ્રહે વચે ૭૨) અંસનું અંતર હોએ તો તે જરા અસુભ નજર જાણવી.

૬. બે ગ્રહે વચે ૯૦) અંસનું અંતર હોએ તો તે વધારે અસુભ નજર જાણવી.

૭. બે ગ્રહે વચે ૧૨૦)અંસનું છેટું હશે તો તેને રાશી ચતુષ્ટયાત્મક નજર કેહે છે. એ નજર ઘનીજ સારી જાણવી.

૮. બે ગ્રહે વચે ૧૩૫) અંસનું અંતર હશે તો તે નજર અસુભ જાણવી.

૯. બે ગ્રહે વચે ૧૪૪) અંસ અંતર હશે તો તે નજર થોડી સુભ જાણવી.

૧૦. બે ગ્રહે વચે ૧૮૦) અંસનું અંતર હશે તો તેને ષડાસ્યાત્મક નજર એ અસુભ છે.

૧૧. બે ગ્રહેની ઉત્તર અથવા દક્ષિણ ક્રાંતિ સરખી હોએ તેને ક્રાંતિસાધીક નજર કેહે છે. એ ત્રીસ અંસની નજર જેટલું બલ રાખે છે એ સુભ નજર છે.

સવ્ય એટલે સવળી નજર જેમ મેશ, વરખ, મીથુન, એ પ્રમાણે.

અપસવ્ય એટલે ઉલટી નજર જેમકે મીન, કુભ, મકર એ પ્રમાણે.

## ૬૦ અંસની મીત્ર નજર.

મેષ અને મિથુન—અગ્નિ અને વાયું.
વરખ અને કરક—પૃથ્વી અને જલ.
મિથુન અને શિંહી—વાયુ અને અગ્નિ.
કરક અને કન્યા—જલ અને પૃથ્વી.
સિંહ અને તોલા—અગ્નિ અને વાયુ.
કન્યા અને વૃશ્ચિક—પૃથ્વી અને જલ.

એ પ્રમાણે ૬૦)અંસની નજર સમજવી અગ્નિ અને વાયુ. પૃથ્વી અને જલ પાણી એતત્વનું મીત્રપણું છે કરીને મીત્ર નજર સમજવી.

## ૯૦) અસની સત્રુ નજર.

મેષ અને કરક—અગ્નિ અને જલ.
વરખ અને સિંહ—પૃથ્વી અને અગ્નિ.
મિથુન અને કન્યા—વાયુ અને પૃથ્વી.
કરક અને તુલા—જલ અને વાયુ.
સીંહ અને વૃશ્ચિક—અગ્નિ અને જલ.
કન્યા અને ધન—પૃથ્વી અને અગ્નિ.

એ પ્રમાણે ૯૦) અંસની નજર છે. અગ્ની અને જલ, પૃથ્વી અને અગ્નિ, વાયુ અને જલ વાયુ અને પૃથ્વી એ તત્વનું સત્રુપણું છે કરીને સત્રુનજર સમજવી.

# જન્મ કુડલાના ૧૨ સ્થાન અથવા ઘેરોનાં નાંમો.

૧. કીન્દ્ર (or Square) જન્મ કુડલીના ૧ પેહેલાં, ૪ ચોથાં, ૭ સાતમાં, અને ૧૦ દશમાં આ ચાર દિસાના રોશની વાળાં ચોખંડ ઘેરાને કીન્દ્ર ભવણ કરી કેહે છે.

૨. ત્રીકોણ (Triangle) જન્મ કુડલીનાં પાંચમાં ને ૯ નવમાં ઘેરને કેહે છે.

૩. પણુફર, જન્મ કુડલીના બીજા ૮ આઠમાં ને ૧૧ માં ઘેરને કહે છે.

૪. અપીક્લિમ, એ ૩ બીજાં, ૬ છઠ્ઠાં ને ૧૨ બાર માં ઘેરને કહે છે.

૫. ત્રીક એ નામ ૬ છ, ૮ આઠ ને ૧૨ બારમાં ઘેરને કહે છે.

૬. ઉપચાપા એ નાંમ ૩ ત્રીજાં, ૬ છઠાં, ૧૦ માં ને ૧૧ માં ઘેરને કેહે છે. જો આ ૪ ચાર ઘેરોમાં રાક્ષસ ગ્રહ એટલે સૂર્ય, મંગલ, શની, રાહુ રેહેલાં હોએ તો મોટા લાભ આપે તેઓ હમેશનાં બલવાંન ગણાએ છે.

૭. સુભ ગ્રહે ભરસપતી અને સુક્ર છે. તે શીવાએ ચંદ્ર સુદ ૧૦ દશમથી તે ૧૫ પાંચમ સુધી રોશનીવાંન હોવાથી બલવાન ગણેલો છે.

૮. બુધ જો ભરસપતી કે સુક્ર સાથે રેહેલો હોએ તો તે બલવાન ગણેલો છે, બુધ જો રાક્ષસ ગ્રહ સાથે રેહેલો

હોએ તો તે નબલો અસુભ ગણેલો છે. અને ચંદ્ર વદ પાંચમથો તે શુદ દશમ સુધી નબલો ગણેલો છે.

૯. રાક્ષસ ગ્રહે ૧ પેહેલાં, ૪ ચોથાં, ૭ સાતમાં ને ૧૦ દશમાં ઘેરનાં સવામી હોએ તો તે સારૂં ફલ આપે.

૧૦. બરસપતી અથવા સુક્રર જો ૧, ૪, ૭. અને ૧૦ માં ઘેરના સવામીઓ હોએ તો તે કમનશીબાનો જાણવો.

૧૧, ચંદ્રની સાથે બુધ જન્મ સ્થાંને પેહેલાં ઘેરમાં રેહેલો હોએ તો તે સુભ ફલને આપે.

૧૨. સુભ કે રાક્ષસ ગ્રહે જો પાંચમાં કે નવમાં ઘેરનાં સવામી હોએ તો સુભ ફલ આપે.

---

# બચ્ચાંની જન્મ કુડલીના પેહેલા ઘેરની રાશી ઉપરથો તેનો રંગ, રૂપ, સભાવની પીછાંણ.

૧. બચ્ચાંની જન્મ કુડલીનું પેહેલું ઘેર મેસરાશીનું હોએ તો તે બચ્ચાંનાં મોહોડાંની શીકલ મેંઢાંનાં જેવી તથા ડોક લાંબી મધીઅેમ કદ સાંધાનો મજબુત લાલ ભુરો રંગ ગુસ્સા ભરેલો સભાવ, કામનો મેહેનતું

૨. પેહેલું ઘેર વરખ રાશીનું હોએ તો ઠીંગનું શરીર તુકી ભરેલી ગરદન બચગીમાં સોંહોવામનો દેખાવ, માજરી આંખ, સપેત રંગ, ઘણું ખાનારો, કેફીબાજ ઘાતકી સભાવ.

૩. પેહેલું ઘેર મીથુન રાશીનું હોએ તો મધ્યમ શીધું કદ ભુરા બાલ, બાલ કાલી આંખ, લાંમબી નજરનો સારો સભાવ, ઘઉનો રંગ, વીદ્વાંન.

૪. પેહેલું ઘેર કરક રાશીનું હોએ તો ગધ્યમ કડ-નો, મોહોડું ગોલ કાચબાની માફકનું, લાલ સફેદ ચેહેરો બલુ આંખ, બીહીકંણ સભાવ કામનો આલસુ બેદરકાર.

૫ પેહેલું ઘેર શહી રાશીનું હોએ તો લાંમબાં મોહોટાં માથાનો, ભરેલું મોહોડું કાબર ચીતરી આંખો લાલ ઘઊંના રંગનો નજરનો ચોકસ.

૬. કન્યા રાશીનું પેહેલું ઘેર હોએ તો નાતવાંન કંટાએલું દુબલું સરીર બેડોલ શીકલ કાલી આંખ રંગ પીલો લાલ ઠંડો સભાવ, વીદવાંન.

૭. તોલા રાશીનું પેહેલું ઘેર હોએ તો લાંમબા શીધા કડનો નબલું સરીર ગોલ મોહોડું સોહોવામનો ચેહેરો સફેદ લાલ રંગ ચતુર જીની આંખો મધીપમ સભાવ, સખી દીલનો.

૮. વૃશ્ચક રાશીનું પેહેલું ઘેર હોએ તો મજબુત ભરેલું આંગ, મધીપમ કડ જીથરીઆ બાલથી શરીર બરાઈ ગએલું ટુકી ડોક, ફાંચરા પગ, ધાટકી સભાવ.

૯. ધન રાશીનું પેહેલું ઘેર હોએતો મધીયમ કડ સોહોવામનું મોહોડું લાંબું નાખ પોહોરૂં કપાલ સોહોવામની આંખ, દયાળુ સભાવ ગાએનનો સોખીલો, માન મેલવવાને ઇંનતેજાર.

૧૦ મકર રાશીનું પેહેલું ઘેર હોએ તો નાહાનું નબલું શરીર, લાંબું ડાચું, બેડેલું મોહોનું, લાંમબી પતલી ડોક, મકરબાજી ભરેલી ચાલ, લુચ્ચી ખાશીએત, તંતાબાજ તેને હાથે એકબી કામ પાર ઊતરે નહીં.

૧૧ કુંભ રાશીનું પેહેલું ઘેર હોએ તો મધ્યમ કડનો મજબુત બાંધાનો લાંબગું લાલ મોહોનું, કાલી માજરી આંખ, સોહોવામનું મોહોનું, નરમ દયાલુ સભાવ, [illegible]

૧૨. મીન રાશીનું પેહેલું ઘેર હોએ તો ટુંકુ ભરેલું શરીર ભેડોલ ચેહેરો જુબની આંખો, અકલનો હુનો, પગ વાં[illegible], કામનો આલશુ પેહેલાં ઘેરમાં જે ગ્રહ રેહેલા હોય તેની તાશીર મુજબ અથવા પેહેલાં ઘેર ઉપર જે ગ્રહની દ્રષ્ટી હોએ તેની તાશીર મુજબ માણસનો રંગરૂપ, દેખાવ તથા જખમ ચાઠાં તલ વગેરેની ધધાંનીઓ તેને હોએ છે.

---

## જન્મ કુડલીના પેહેલાં ઘેરની તાશીર મુજબ બદંનના ભાગોમાં નીપજતી અસર.

૧. કોઇ બચ્ચાંનાં જન્મ વખતે મેખલગ્ન આવીગ હોય તો તેની નબલી અસર મોહોના તથા માથાના ભાગ ઉપર હોય છે.

૨. લગ્નનું પેહેલું ઘેર વરખ રાશીનું હોય તો તેની અસર ડોકના ભાગ ઉપર હોય છે.

૩. લગ્નનું પેહેલું ઘેર મીથુન હોએ તો તેની અસર છાતીમાં, બેહુ ખભાના ભાગ ઉપર હોય છે.

૪. કરક લગ્ન હોએ તો તેની અસર છાટી, અને પેટના ભાગ ઉપર હોએ છે.

૫. શીહી લગ્ન હોય તો તેની અસર પીઠના ભાગ ઊપર હોય છે.

૬. કન્યા લગ્ન હોએ તો પેટનાં આંતરડાંમાં દરદની અસર ચાલુ રેહે છે.

૭. તોલા લગ્ન હોય તો તેની અસર કમરકતીના સાંધાને નબલાઈ રેહે છે.

૮. વૃશ્ચલગ્ન હોએ તો તેની અસર પીસાબ અને સંઘરાના ભાગની ઉપર રેહે છે.

૯. ધનલગ્ન હોય તો જાંગના થાપામાં તેની અસર હોય

૧૦, મકરલગ્ન હોએ તો તેની અસર પગના ગુડંણ-ના સાંધા નબલા રેહે છે.

૧૧. કુંભલગ્ન હોએ તો તેની અસર પગના નલા ઊપર નાકવતી રેહે છે.

૧૨. મીનલગ્ન હોએ તો તેની અસર પગની પાટ-લી અને આંગલાં ઉપર હોએ છે.

પેહેલી બીજી ને પાંચમી રાશીનું લગ્નનું પેહેલું ઘેર હોએ તો તેના બદનનો આગલો ભાગ મજબુત અને પીઠનો ભાગ નબલો હોએ અને જો લગ્નનું પેહેલું ઘેર ૬, ૮ ને ૯ મી રાશીનું હોએ તો બદનનો આગલો ભાગ નબલો અને પાછલો ભાગ મજબુત હોએ છે અને ૬, ૭ મી ને ૯ મી રાશીનું પેહેલું ઘેર હોએ તો તેનો ચેહેરો રૂપાલો હોએછે. અને આંઠમી ને બારમી રાશી પેહેલું ઘેર હોએ તો તેના બદનની બાંધની બેડોલ શીકલવારી હોયછે.

# રાત દાહાડે મલીને ૧૨ લગનો ભોગવાએ છે તેની ગણત્રી.

| | મેસ. | વરખ. | મીથુન. | કરક. | શીહી. | કન્યા. | તોલા. | વૃશ્ચક. | ધંન. | મકર. | કુભ. | મીન. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ઘડી. | ૩ | ૪ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૪ | ૩ |
| પલ | ૫૮ | ૨૭ | ૧૦ | ૩૬ | ૩૧ | ૧૮ | ૧૮ | ૩૧ | ૩૬ | ૧૦ | ૨૭ | ૫૮ |
| ઓછુંપલ. | ૮ | ૯ | ૧૦॥ | ૧૧॥ | ૧૧। | ૧૧ | ૧૧ | ૧૧। | ૧૧॥ | ૧૦॥ | ૯ | ૮ |

હેનો હીશાબ ક્રીધાથી ૬૦ ઘડી પુરી આવશે.

જે દાહાડે મેસનો સૂર્ય હોએ તે દાહાડથી માસ એક શુધી મેસનો સૂર્ય રેહે ત્યાંસુધી સહવારને પોહોર પેહેલું મેસનું લગ્ન જાણવું તે ઘડી ૩ ને પલ, ૫૮ નું છે તેમાંથી દર રોજ ૮ પલ ઓછું થાતું જાએ છે એમ જાણવું એજપ્રમાણે સઘલી રાશી ઉપર વીચાર કરવો.

બચ્ચાંના જન્મ વખતનું લગ્ન કાહાડવું હોએ તો તે દાહરે સૂર્ય કેહી રાશીનો કેટલા અંસનો છે તે પંચાંગ મધેથી જોઇ કાહાડીને તે આંકડો જુદો માંડવો પછે જે વખતનું લગન કાહાડવું હોએ તે વખતની ઘડી તથા પલને પેલા આંક સાથે મેલવો અને જે આંક આવે તે ચાંલતા વખતનું લગ્ન જાંણવું. અને તે આંકડો જન્મકુડલીનાં પેહેલાં ઘેર ઉપર માંડવો. એ પ્રમાંણે બારે રાશીના ઘેરમાં આકડા માંડવા તથા તે વખતના અષ્ટોત્રીના ગણીતના હીસાબ

મુજબ જે રાશીના ગ્રહઓ હોએ તે રાશીના આંકડાવાળા ઘેરમાં માંડવા.

બચ્ચાંની જન્મ કુડલીના ૧૨ ઘેરા આ નીચે દેખાડીઆં છે. બચ્ચાંનાં જન્મ વખતે, મેખલગ્ન આવે તો પેહેલાં ઘેરમાં એકનો આંકડો માંડવો.

વરખલગ્ન આવે તો બેનો આંક માંડવો એ પ્રમાણે અનુકરમે આંકડા માંડવા અને તે વખતે ચાલતા ગ્રહે જે રાશીના હોએ તે રાશીના આંકડામાં માંડવા.

## જન્મ કુંડલી.



# સ્વગ્રહેઓનું બલ તથા તેની રાશીના અંસ.

| સ્વગ્રહનું બળ | રવી. | ચંદ્ર. | મંગલ. | બુધ. | ગુરૂ. | સુક્ર. | સની. |
|---|---|---|---|---|---|---|---|
| તેની રાશીના કેટલા અંસ સુધી | શીહી. | કરક. | વૃશ્ચક. | કન્યા. | ધન. | વૃષભ. | કુંભ. |
| | ૧૩થી૧૬ | ૧થી૩ | ૧૩થી૧૬ | ૨૬થી૩૦ | ૨૬થી૩૦ | ૧૩થી૧૬ | ૧૩થી૧૬ |

હર્ષદસ્થાને સ્વગ્રહે તે નવ માંસ રાશીનો હોએ તો તે ઘણો બલવાંન. રવી, શીહી રાશીનો ૧૩ અંગસ અને ૩૦ કલાની આગલ અને ૧૬ અંગસ ૪૦ કલાની અંદર હોએ તો તે ઘણો બલવાંન સમજવો.

ચંદ્ર કરક રાશીનો ૩ અંગસ ૨૦ કલાની અંદર ઘણો બલવાન સમજવો.

મંગલ વરશ્ચકનો ૧૩ અંસ ૨૦ કલાથી ૧૬ અંસ ૪૦ કલાસુધી બલવાંન જાણવો.

બુધ કન્યાનો ૨૬ અંસ ૪૦ કલાથી ૩૦ અંગસ સુધી બલવાંન જાણવો.

ગુરૂ ધન રાશીનો ૨૬ અંસ ૪૦ કલાથી ૩૦ અંસ સુધી બલવાન જાણવો.

શુકર વરખ રાશીનો ૧૩ અંસ ૨૦ કલાથી તે ૧૬ અંસ ૪૦ કલાની અંદર બલવાંન જાણવો

શની કુંભરાશીનો ૧૩ અંસ ૨૦ કલાથી તે ૧૬ અંસ ૪૦ કલાની અંદર બલવાન જાણવો

# ગ્રહઓ મધે મીત્રાચારી, સમ અને સત્રુપણું.

| | રવીના ઘેરમાં. | ચંદ્રના ઘેરમાં | મંગલના ઘેરમાં | બુધના ઘેરમાં | ગુરૂના ઘેરમાં | શુકરના ઘેરમાં | શનીના ઘેરમાં | રાહુના ઘેરમાં |
|---|---|---|---|---|---|---|---|---|
| મીત્ર જાંણવો. | ચંદ્ર મંગલ ગુરૂ | રવી બુધ | રવી ચંદ્ર ગુરૂ | રવી શુકર રાહુ | રવી ચંદ્ર મંગલ | બુધ સની રાહુ | બુધ શુકર રાહુ | બુધ શુકર શની |
| સમ. એટલે મધ્યમ. | બુધ | મંગલ ગુરૂ શુકર શની | શુકર સની | મંગલ ગુરૂ શની | સની રાહુ | મંગલ ગુરૂ | ગુરૂ | ગુરૂ |
| સત્રુ જાંણવો. | શુકર શની રાહુ | રાહુ | બુધ રાહુ | ચંદ્ર | બુધ શુકર | રવી ચંદ્ર | રવી ચંદ્ર મંગલ | રવી ચંદ્ર મંગલ |
| ઊચનો ગ્રહ. | મેસનો | વરખનો | મકરનો | કન્યાનો | કરકનો | મીનનો | તાલાનો | માથુનનો |
| નીચનો ગ્રહ. | તોલાનો | વરશ્ચકનો | કરકનો | મીન | મકર | કન્યાનો | મેસનો | ધનનો |
| અંસ સુધી. | ૧૦ | ૩ | ૨૮ | ૧૫ | ૫ | ૨૭ | ૨૦ | ૧૫ |

ગ્રહો મધે મીત્રાચારી અને સત્રુપણાનાં બે પ્રકાર છે એક હંમેશનું અને બીજું તેઓની ચાલમાં ફેરફાર થવાના સબબે હોએ છે. જે ગ્રહો વચે એક બીજાની હંમેશની મીત્રાચારી હોવા છતાં રાશીના દોરમાં ફેરફાર થવાના સબબે તેઓમાં સત્રુપણાનો વેરભાવ ઉતપંન્ન થાએછે.

કેટલાએક ગ્રહોમાં હંમેસનું સત્રુપણું હોવા છતાં રાશીના સ્થાનમાં આવીઆથી મીત્રાચારી થાએછે. જેમકે મંગલ શનીનો હંમેસનો સત્રુ હોવા છતાં મંગલ જીહારે મકર રાશીનો શનીના ઘેરમાં ઉચનો થાએછે તીહારે તેઓ વચે મીત્રાચારી વધે છે.

ચંદ્ર સુકરનો સત્રુ છતાં જીહારે ચંદ્ર વરખ રાશીનો ઉચનો સુકરના ઘેરનો થાએ છે તીહારે તેઓ વચે મીત્રાચારીનો સંબંધ રેહે છે.

એ રીતે ગ્રહો એક બીજામાં રાશીના દરજજા પ્રમાણે મીત્રાચારી સમ અને સત્રુપણું રાખે છે. ગ્રહોની ચાલની તાશીર મુજબ આપૃથ્વીના લોકોમાં ધરીમાં એક બીજામાં મીત્રાચારી અને ધરીનાં એક બીજાના સત્રુઓ થાય પરેછે.

---

## જલીટ ગ્રહ.

જે ગ્રહ સૂર્યની છેક નજદીકમાં જાય પુગે છે તેને જલીત ગ્રહ કહે છે. બચ્ચાંના જન્મ વખતે જે ગ્રહ સૂર્ય સાથે રેહેલો હોએ તેનું બલ નબલુ જાણવું. જે ગ્રહ સૂર્યના અંનતરથી સારા આથ અંસ પસારકરી આગલ વધીઓ હોએ તે તેજસ્વી ગ્રહ કેહેવાએ છે તેનું બલ ફલ ઘણું સારૂં હોએ છે.

## "ગ્રહઓનું સાથે મલવું."

બે ગ્રહઓ જે ઠેકાંણે એકઠા મલેલા હોએ તેને સમાંગમા કહે છે. સૂર્ય બેરીજ બે ગ્રહઓ એકઠા મલીઆ હોએ તો તેનું બલ વધેલું હોએ છે. વાસ્તે બચ્ચાંનો જન્મ હેવા જોગમાં થાએલો સારો સૂર્યબેરીજ જે ગ્રહ ચંદ્રની સાથે રહેલો હોએ તો તે ઘણો સારો સુભ ફલને આપે.

## વકરીનો ગ્રહ.

ગ્રહ જ્યારે પોતાની ચાલમાં પાછો હતે છે તો તેથી બચ્ચાંના જન્મ નશીબાને સારૂં ફલ આપે છે.

## મારગીનો ગ્રહ.

જે ગ્રહે પોતાની ચાલમાં ઘણો ઊતાવલો હોએ તેનું ફલ સારૂ નહીં. તે બચ્ચાંના મનચીતને ગુસવાડામાં નાખે તેની ઊતાવલી ચાલના સબબે તેનું ફલ લાભમલે નહી

## હોરા અથવા રાશીઓના વિભાગો.

એક રાશીના બે ભાગ કરીએ તો તેને હોરા કેહેછે.

એકકીની રાશી (Odd signs) મેસ, મીથુન, શીહી, તોલા, ધન, કુંભ એ રાશીઓના પેહેલા ભાગનો સ્વામી રવી જાણવો અને બાકીના અરધા ભાગોનો સ્વામી ચંદ્ર જાણવો.

સંમરાશી (even signs) વરખ, કરક, કન્યા, વૃશ્ચિક, મકરને મીન એ છ રાશીઓનો પેહેલા હરધા ભાગોનો સ્વામી ચંદ્ર જાંણવો. અને બાકીના ૬) છ અરધા ભાગોનો સ્વામી રવી જાંણવો.

## દ્રેષકાંણ.

૧. એક રાશીના સરખા ત્રણ ભાગો કરીએ તેહને દ્રેષકાંણ કહે છે. તે રાશીનો જે સ્વામી હોએ તે પેહેલા ભાગનો સ્વામી જાણવો અને બીજા ભાગનો સ્વામી તેથી જે પાંચમી રાશીનો જે સ્વામી હોએ તે જાણવો. અને ત્રીજા ભાગનો સ્વામી તેથી જે નવમી રાશીનો સ્વામી હોએ તે જાણવો. દાખલા તરીકે જો પેહેલું ઘેર મેખરાશીનું છે તે મંગલનું અને પાંચમું ઘેર શીહી રાશીનું છે તે રવીનું જાણવું, નવમું ઘેર ધનરાશીનું છે. તે ભરસપતીનું જાણવું એ રીતે દરેક રાશી ઉપર વીચાર કરવો.

૨. નવમાસ—જો એક રાશીના નવ ભાગો કરીએ તો તેને નવ માસ કેહેછે. જો પેહેલી મેખ રાશી હોએ તો મેખથા તે ધનરાશી શુધીના જે સ્વામીઓ હોએ તો તે દરેક ભાગના સ્વામીઓ જાણવો.

વરખ કન્યા અને મકર રાશીના નવ માશના સ્વામી મકર રાશીથી ગણવો પેહેલો $\frac{1}{9}$ ભાગ મકર રાશીનો જાણવો બીજો $\frac{1}{9}$ ભાગ કુંભનો અને છેલો $\frac{1}{9}$ ભાગ કન્યાનો જાણવો.

તોલા, મીથુન, કુંભ રાશીના નવ માસનો સ્વામી તોલા રાશીથી ગણવો પેહેલો ભાગ તોલાનો બીજો વૃશ્ચકનો અને છેલો મીથુન રાશીનો જાણવો.

કર્ક વૃશ્ચિક અને મીનરાશીના નવ માંસનો સ્વામી કરકરાશીથી ગણવો પેહેલા ભાગનો સ્વામી કરકનો બીજો ભાગ શીહીનો સ્વામી છેલા ભાગનો મીન રાશીનો સ્વામી જાણવો.

૩. દ્વાદસમાસ, જો એક રાશીના બાર સરખા ભાગો કરીએ તો તેને દવા દસ માસ કહે છે દરેક ભાગનો સ્વામી દરેક રાશીનો સ્વામી જાણવો.

૪. ત્રીમસમાંસ એક રાશીના ત્રીસ સરખા ભાગો કરીએ તો તેને ત્રીમસમાંસ કેહે છે. એવી સમ રાશીમાં ૧. ૩. ૫. ૭. ૯. ૧૧ ગણાએછે. પેહેલા પાંચ ભાગનો મેસ રાશીનો સ્વામી મંગલ છે ૬ થી તે ૧૦ સુધીના બીજા પાંચ ભાગોનો સ્વામી સની અને ૧૧ થી ૧૮ માં ભાગ સુધીનો સ્વામી બ્રહસ્પતી ૧૯ થી ૨૫ શુધીના ભાગનો સ્વામી બુધ અને ૨૬ થી તે ૩૦ શુધીના ભાગનો સ્વામી શુક્રછે.

રવી અને ચંદ્રનો હેમાં ઇલાખો નથી કારણકે તેવો હોરાના બેઉ ભાગના તેઓ સ્વામીઓ છે.

---

## જન્મ કુંડલી મધેના ૧૨ બાર ઘેરોનાં નામ તથા તેની તાશીરની સમજ.

૧. બચ્ચાંની જન્મ કુડલીનું પેહેલાં ઘેરને તંનુ ભવાણ કરીને કેહે છે. એ પેહેલાં ઘેરમાં સંધી બાબતોના સુખ દુઃખની હીધાંનીઓ આપણને દેખાડી આપેચ. આપણાં શરીરની હાલત, તંનદરૂસ્તી અને માંડગી, આવરદાની હદ, મન સકતીનું બલ અને ચંદ્ર એ શરીરની હાલત તથા મંનસકવી કેહેવી તે દેખાડી આપેચ સૂર્ય એ તંનદરૂસ્વી, આવરદા, માનઇજત, સ્રી પ્રરજંદ તથા બાપનું સુખ, કાંમ, ધંધો વગેરેના લાભ કે નુકશાંની એ બેઉ ઇધાંનીઓ આપણને દેખાડી આપે છે, તથા પેહેલા

ઘેરની રાશીએ, શરીરની બાંધની, શોકલ, ચેહેરા, રંગરૂપ લાંબું કે ઠીંગણું હાર તથા સભાવ, ખાશીયેત, તલ, ચાઠાં, જખમ, દાગ વગેરેની ધપાંનીઓ દેખારી આપેચ.

૨. જન્મ કુંડલીના બીજાં ઘેરને ધંનભવણ કહે છે. એ ઘેરમાં દોલત પૈસાનું સુખ કેહેવું અને કેટલું તથા આવરદાની હડ વગેરેનો એ ઘેર ઊપર વીચાર કરવો.

૩. જન્મ કુંડલીના ત્રીજા ઘેરને સહજ ભવન કેહેછે. એ ઘેરમાં ભાઇ બેહેન એ સગા કુટુંબીઓનું શુખ, લેહેણાં દેવી પ્રાકરમ ખુપી ને મુસાફરી વીશે જોવું.

૪. ચોથાં ઘેરમાં માંએની આવરદા તથા તેનું સુખ, બાપનો પૈસો તથા સુખ કેહેવું ઘેરદાર, ખેતી જમીન સાથે લેહેણું કેહેવું તથા ઘોહોરા ગારી વાપરવા વગરે બાબતોનું સુખ લાભ વીશે ચોથાં ઘેરમાં જોવુ.

૫. પાંચમાં ઘેરમાં ફરજંદની વરધી, વીદયા લેશે કે નહીં, તેના છોકરાં જીવશે કે નહીં તથા છોકરાં સારી ચાલનાં નીવરીને સુખ દેખારસે કે નહીં તે જોવું

૬. છઠા ઘેરમાં રોગ સતુઓની પીડા તથા કાંમની ફત્તે વીશે એ ઘેરમાં જોવું.

૭. સાતમાં ઘેરમાં સ્ત્રી કેટલી થાશે તથા તેનું સુખ કેહેવું તથા તેના લગ્ન કેટલી ઉમરે પુગીઆથી થાશે તેને બઈરી રૂપવંનતી મલશે કે બેડોલ ચેહેરાની પ્રતીવરતા કે બદચાલની મલશે. વેપાર ધંધામાં ભાગીઆઓ સાથે લેહેના દેવી કેહેવો. મુસાફરીમાં લાભ થાય કે નહીં સતુઉ-

પર ૪ત્તે મળે કે નહીં તથા મન સુકતીની ઇયાદદાસ્ત સારી કે એ ધીહાંન તથા એ ઘેરમાં સ્ત્રીને પોતાના ખાવંડનું સુખ કેહેવું એ વગેરેનો વીચાર આ સાતમાં ઘેરમાં જોવું.

૮. આઠમાં ઘેરમાં આવરદા લાંમબા કે ટુંકા તેનું મરણ કેહી જાતના દરદથી નીપજશે કે કોઇ રીતના અકસ્માત બનાવથી નીપજશે. અથવા જેહેર ખાધાથી કે કુવો તલાવ પાંણીમાં આપઘાતથી મરણ નીપજશે પોતાની જમીનમાં કે પારકી જગોમાં તેને કોઇ મુવેલાંનો વારસો મલશે કે નહીં તથા મુવા બાદ કેહી કરનીને(એટલે ગ્રહ જોગમા)પાછો જાઇ મલશે વગેરે એ ઘેરમાં જોવું.

૯. નવમાં ઘેરમાં ધરમી હોઇને તેને હાથે સારાં કામ થાશે કે ગુણા ભરેલાં પોતાના ધરમ ઉપર પુરો એતેકાદ રાખશેકે પરકામજબ ઉપર ધીહાંન આપશે, પોતાના ભાએગનો ઉદય પોતાના દેશમાં થાસે કે પારકાદેશમાં થાશે. વગરેની બાબતો એ ઘેરમાં જોવી.

૧૦ દસમાં ઘેરમાં ચાકરી ધંધો વેપાર અને રાજદ્વારી માન ભરેલા સારા હોધાની નોકરી મલશે કે મેહેનત મજુરીથી પેટનું ગુજરાંણ ચલાવશે. ભાએગ સંબંધી નશીબો કેહેવો તથા બાપની આવરદા લાંમબી હોઇને બાપનું શુખ દેખશે કે નહીં. લોકોમાં માન ઇજત મલશે કે નહીં. વગરે બાબતો દશમાં ઘેરમાં જોવી.

૧૧. અગીયારમાં લાભ ભવંનના ઘેરમાં મીત્રોનું શુખ તથા તેઓથી મદદ આસરો મલશે કે કે તેહેને થગ દોસ્તો મલીને સામનો ખુવાર કરશે તથા સગા કુટંબીઓથી આસરો મલશે કે નહીં, ગારી ઘોહોરા, હાથી, પાલખી,

વાપરવાનું સુખ છે કે નહીં તે અગીઆરમાં ઘેરમાં જોવું.

૧૨. બારમાં ઘેરમાં ખરચ તથા છુપા સત્રુઓની પીડાનો જોર વતો ઓછો વગેરે મલસે મેહેનતનો પૈસો સારા કામમાં ખરચાસે કે હેરાંનગતીને સત્રુઓની જંજાલી પાછલ ખરચાસે વગેરે બારમાં ઘેરમાં જોવું.

ઉપર કેહેલાં જન્મ કુંડલીના ૧૨ ઘેરો અંદર જણાવેલી બીના વીશેનું ફલ કોઇના તપકા મધેથી જોવું જાંણવું હોએ તો તેની જન્મ કુડલીમાંના ૯ ગ્રહે મધેનો કીઓ ગ્રહ કીઆ ઘેરમાં કેહી રાશીનો થાઇને રેહેલોછે અથવા કીયા હગ્રઓ સાથે એક ઘેરમાં રેહેલા છે. તેની ચાલની તાશીરનું ફલ જાણવું હોએ તો આ ત્રીજા ભાગમાં ૯ ગ્રહઓની ચાલનું ફલ જણાવીઉં છે તેમાં જોવાથી તમુને માલમ પડશે.

"છોકરો અથવા છોકરીનો જન્મની પીછાંન વીશે." બચ્ચાંનાં જન્મ વખતે જે રાશીનું લગ્ન હોએ તે રાશીનો જે ભાગ હોએ તેની હોરાનો દ્રષકાંનનો નવ માસનો અને દવાદશ માસનો એ ચારોના સ્વામીઓ જો પુરૂશ હોએ તો છોકરાનો જન્મ જાણવો અને સ્ત્રી હોએ તો કન્યાનો જન્મ જાણવો.

બચ્ચાંનું જન્મ નાંમ વીસે—બચ્ચાંના જન્મ વખતે ચંદ્ર જે રાશીનો હોએ તે રાશીના, અક્ષરો ઉપરથી તેનું નાંમ આપવા સારૂ ચંદ્રની દરેક રાશીના અક્ષરો આ નીચે જણાવીઆ છે તેના ઉપરથી તેનું નાંમ આપવું.

બચ્ચાંના જન્મ વખતે ચંદ્ર મેસનો હોએતો અ. બ. ૮. હરૂ ઉપર નાંમ આવે. ચંદ્ર વરખનો હોએ તો, બ.

વ. ઉ. આ અક્ષરો ઉપર નાંમ આવે. મીથુનનો હોએ તો ક. છ. ઘ. કરક હોએ તો ડ. હ. શીહીંનો હોએ તો મ. ટ. કન્યાનો હોએ તો પ. ઠ. ણ. તોલાનો હોએ તો ર. ત. વૃશ્ચિકનો, ન. ય. ધંનનો ભ. ધ. ફ. ઢ. મકરનો હોએ તો, જ. ખ. કુંભનો ગ. શ. મીનના દ. ચ. ઝ. થ. આ પ્રમાણે તે વખતનાં ચંદ્રની રાશીનાં અક્ષરો ઉપરથી નાંમ આપવું અને તેની તે રાશી સમજવી. અને તેના ઉપરથી બધા ગ્રહોની ચાલનું ફલ જાંણવું.

---

## ભાગ ૩ જો.

## ગ્રહઓની અસર સંબધી ખુલાશો.

સૂર્ય આકાશમાં સર્વ ગ્રઓ કરતાં વધારે બલવાંન છે. સૂર્ય વગર આ દુન્યાં ખાલી છે. બચ્ચાંની જન્મ કુડલીમાં સૂર્ય મેસ રાશીનો થાઇને રેહેલો હોએ તો તે ને લોકોમાં માનઘણું હોએ સૂર્ય શીહી રાશીનો થાઇને પેહેલાં ઘેરમાં રેહેલો હોએ તો તે માંણસ ઘણું મગરૂર હોએ, સૂર્ય અગ્ની તત્વની રાશીનો થાઇને રેહેલો હોએ તો તે માંણસ પરમાંણીક રાસત રાહા ઉપર ચાલનારો હોએ, સૂર્ય ખાકી તત્વની રાશીનો હોએ તો તે આવરદાનો લાંમબો, સૂર્ય પાંણીની રાશીનો હોએ તો તે કાચા કાનનો એકતરફી સાંભલનારો હોએ.

૧. સૂર્ય જન્મ કુંડલીનાં પેહેલાં ઘેરમાં રેહેલો હોએ તો તે બચ્ચું આવરદાનું લાંમબું, આકરો, ગુસ્સા

ભરેલો સભાવ હોવાથી, નોકરી ધંધો ખોહી બેસે આ-લસુ આંખે ગરમીથી હેરાંનગતી આબરૂવારો.

૨ સૂર્ય જન્મકુંડલીનાં બીજાં ઘેરમાં રેહેલોહોએ તો લખલુટ પૈસાનો ખરચ રાખનાર આકરો સભાવ.

૩. સૂર્ય ત્રીજે હોએ તો વીદવાંન કામનો ચતુર થોરાં ભાઈબેન, પાંણીની રાશીનો સૂર્ય હોએ તો દરી-યાઈ સફર કરાવે. બાકીરાશીનો હોએ તો જમીનની સફર કરે.

૪. સૂર્ય ચોથે ઊંચની રાશીનો હોએ તો તેની કામનો જસ, ધન મેલવે બાપને મોહોટા હોધાની નો-કરી મલે સૂર્ય ચોથે નીચની રાશીનો હોએ તો તેની માં એનો ઘાટ કરે પોતાની આબરૂ ખોહી બેસે.

૫. સૂર્ય પાંચમે હોએ તો ફરજંદ કોટા મોહોટું પેટ, બાપને હેરાંનગતી, આવરદાનો લાંમબો તંતા-બાર, સૂર્ય, કરક, વૃશ્ચિક કે મીન રાશીનો હોએ તો છોકરાં થાએ પણ લાંમબો વખત જીવે નહી. સાથે ચંદ્ર કે શુકર હોએ તો ફરજંદ જીવે વીદયા મેલવે નાણાં પૈસાની તંગી ભોગવે.

૬. સૂર્ય છથે હોએ તો તેને બડહુવસ ઘણો હોએ હીંમતવાંન ચતુર છોકરાં મજબુટ બાંધાના, રોગ સત્રુ-ઓ ઉપર ફત્તે મેલવે પણ નબલો કોઠો રેતી પથરી તથા તાપના મરજ ઉપર નાખે.

૭. સૂર્ય સાતમે હોએ તો તેને બે બૈરી થાએ સ્ત્રીનાં લીંગમાં ખાંમી હોએ. બેઉ આબરૂવારાં હોએ

૮. સૂર્ય, આઠમે હોએ તો મધીયેમ આવરદા, બહુ રખરાવે, મુસાફરી કરાવે, થોરાંફરજંદ, ગરમીના મરજ, વીધવા સ્ત્રી સાથે લેહેણું હોએ.

૯. સૂર્ય નવમે હોએ તો કોઇનો વારસો મલે, પરેજગાર દીન ચુસ્ત વીસવાશુ તેનાં છોકરાંની ચાલ સારી નાહીં, દેહેનો નબલો જીવને ચીનતા ઘણી આપે.

૧૦. સૂર્ય દશમે હોએ તો રાજ દરબારમાં સર્વે ઉપર માંન શાહેબી ભોગવે, ગારીઘોડાનું પૈસાનું સુખ ભોગવે રવી ઉંનચો હોએ તો મોહોટા નશીબ વારો હોએ જો સ્ત્રીને ૧૦ મે રવી હોએ તો તે જલદી પરણે તેને બેટાનું ફરજંદ થાએ આવરદાનો લાંમબો, કાંમનો જસ મલે.

૧૧. સૂર્ય અગીયારમે હોએ તો મીત્રઓથી સારો લાભ, અને મદદ મલે, ફરજંદનો સુખી.

૧૨. સૂર્ય બારમે હોએ તો વાંકી ચાલનો અધરમી, લુચાઇ ભરેલો, રવી પાંણીની રાશીનો વેરભાવથી રેહેલો હોએ તો બંદીખાનું ભોગવે. પૈસાની તંગી, ખુવારી ને જીવની હાની કરે.

૧. સુભ સૂર્ય—જન્મ રાશીથી અથવા નામ રાશીથી ૩–૬–૧૦–૧૧ મો સૂર્ય હોએ તો સર્વે કાંમની શીધી થાએ,માન,લાભ, જસને આપે ધરમીકાંમ કરાવે.

૨. સૂર્યનું અસુભ ફલ ૧, ૨, ૪, ૫, ૭, ૮, ૯, ૧૨ એટલાંમાં સૂર્ય હોએ તો અંગની પીડા કરે, કામની હાની કરે, પરદેશ રખડાવે, પણ એ જગોએ સાહામો ગ્રહઓની દ્રષ્ટી ઉપર ધીઆંન આપવું જોઇએ.

# સૂર્યની દ્રષ્ટી, અને બીજાગ્રહઓ સાથે મલવાનું ફલ.

૧. સૂર્ય, ૧૦ દસમાં ઘેરમાં નીચની રાશીનો થાઇને રેહેલો હોએ અથવા ૯૦ કે ૧૮૦ અંસની અસુભ નજર દસમાં ઘેર ઊપર હોએ તો તેને લોકોમાં આબરૂ નહી હોએ, ચાકરી ધંનધાના ફાં ફાં મારે તેના ઉપર તોમત આવેને સજાએ પોહોચે. રવી પેહેલાં ઘેરને જોતો હોએ તો આંખે ગરમી માંથાંના દરદ ઉપર નાખે, રવીની ચોથાં ઘેર ઉપર નજર હોએ તો તેની માએને પીરાકારી કરે રવી સાતમાં ઘેરને અસુભ નજરે જોતો હોએ તો સ્ત્રી સાથે અંનબનાવ રેહ, પીસાબનો મરજ હોએ પુરૂસ કે સ્ત્રીના, પેહેલાં ચોથાં, સાતમાં, ને દસમાં કોઇ પણ ઘેરને વેરભાવ નજરે રવી જોતો હોએ તો તેના જલદી લગ્ન નથાએ, લોકોમાં તેને મોહોતો કલેસ તંનતો ઉપજાવે ધરમ ગુરૂ સાથે અદાવત રેહે તેને કાંમ ધંધો સુચે નહી.

૨. રવી, ઉચની રાશીના ચંદ્ર સાથે રેહેલો હોએ તો આવરદાનો લાંમબો પુરૂશ પોતાની સ્ત્રીથી અને સ્ત્રી પોતાના ખાવદથી સુખ પાંમે. રવી ચંદ્ર સાથે પાંણીની રાશનો થાઇને રેહેલો હોએ તો છાકત નીકલે દેહેને ખરાબ કરે રવી ચંદ્રને સુભ નજરે જોતો હોએ તો કાંમ ધંધો પુસકલ મલે અને વેરભાવ નજર હોએ તો ધંધાનો નાસ કરે.

૩. રવી મંગળ સાથે,મીત્રાચારીથી રેહેલો હોએ

અથવા સુભ નજર હોએ તો આવરદાને વધારે, અંગે બળવાંન થાએ લશકરી હોધાની મોહોટી નોકરી મલે વેરભાવ હોએ તો તે કાચી બુધીનો ગુશશા વાલો તેનો સભાવ હોએ.

૪. રવી બુધની સાથે રેહેલો હોએ અથવા સુભ નજર હોએ તો જલદી વીધા લીએ બુધ મીન રાશનો હોએ તો તેને વીધા હાસલ નહી થાએ જબાનો તોતરો નીકળે.

૫. રવી ભરસપતી સાથે મીત્રાચારી નજર હોએ તો, દેહેને પુશ્ટી આપે લોકમાં આબરૂ પૈસાનુ સુખ અને વેરભાવ નજરદ્રશ્ટી હોએ તો દેહેનો દુઃખી કરે.

૬. રવી સુકર સાથે મીત્રાચારી નજરથી રેહેલો હોએ તો પૈસાદાર સ્ત્રીઓ સાથે તેને સારૂ લેહેનુ હોએ, સ્ત્રીઓની મંડલીમાં મોજ ભોગવે રંગરાગ અને ઉનચી જાતનો દરેસ પેહેરે. જો રવી સુકર પાંણીની રાશના હોએ તો તે છાકટ નીકરે સંઘો પૈસો બરબાદ કરે.

૭. રવી શની સાથે મીત્રાચારીથી રેહેલો હોએ અથવા સુભ નજર હોએ તો જમીન ખેતી ખરીદ ફ્રોત્તર લુહારના ધધાનો લાભ આપે, જો વેરભાવ નજર હોએ તો તંનદરૂસ્તીને બીગારે, છાતીનો મરજ પેદા કરે. કાંમ ધંધાનો નાસ કરે. જો સ્ત્રીને હોએ તો તેના ખાવંદના ઘેરના સુખનો નાસ કરે. તેનુ બેવાર લગ્ન થાએ.

*૮. રવીના ઉપર રાહુની નજર હોતી નથી, રાહુ

ઉચનો થાઇને જે ઘેરમાં રેહેલો હોએ તે ઘેરનું સુભ ફ્લને આપે. રાહુ નીચનો થાઇને જે ઘેરમાં રેહેલો હોએ તે ઘેરના લાભનો નાસ કરે.

## ચંદ્રની ચાલનો તાશીર વીશે ખુલાશો.

ચંદ્ર સુદ, ૧૦ દસમથી તે વડ પાંચમ સુધી વધારે બલવાંન પછી તેનું બલ કંમ રેહે છે.

ચંદ્ર મેસ રાશીનો હોએ તો તેને હાથે પોતાનું કાંમ પાર ઉતરે નહીં પોતાના કાંમનો કંમભાયેગસલી

૧. ચંદ્ર જન્મ સ્થાંને પેહેલાં ઘેરમાં ઉચની રાશીનો થાઈને રેહેલો હોએ તો તેસ્ત્રીનું તથા દેહેનું સારૂં સુખ ભોગવે,વીદયા લીએ ધરમ કરાવે,ચંદ્ર નીચની રાશીનો થાઇને પેહેલાં ઘેરમાં રેહેલો હોએ તો શરીરે હેરાંન ગતી,દેહેનો નબલો બીહીકન સભાવ,સ્ત્રી સુખ કમ હોએ ભંમતાં મગજનો હલકા લોકની સંગત પકડે, વરશ્ચક રાશીનો ચંદ્ર થાઈને પેહેલાં ઘેરમાં રેહેલો હોએ તો,તે છાકટ નીકલે. હરમાર થાએ કંમઅકલી.

૨. ચંદ્ર બીજાં ઘેરમાં ઉચની રાશોનો થાઈ રેહેલો હોએ તો સારો પેસો, લાંમબી આવરદા, મોહોટી સોહોવાંમની આંખનો, નીચની રાશીનો હોએ તો લાભ તથા કાંમનો નાશ કરે.

૩. ચંદ્ર ત્રીજે રેહેલો હોએ તો ઘણા ભાઈ બેનો પ્રાકરમી,ચતુર,અનચીંતો લાભ આપે, ઘાતકી સભાવ.

૪. ચંદ્ર ચોથે ઊચનો હોએ તો જમીન, ઘેર,ખેતર ખરીદ કરાવે, ગારી ઘોરાનું શુખ, પૈસા વાપરે, વીદવાંન તેની માંએને શુખી રાખે નીચની રાશીનો હોએતો

માંતાના ઘેરનો નાશ કરે, પેટમાં દરદ કરે, કલેસ વધારે.

૫. ચંદ્ર પાંચમે ઉંચનો હોએ તો ભપકાદાર દેખાવરો, ફરજંદ સ્ત્રી અને પૈસાનું સુખ વાપરે. નીચનો હોએ તો કમનશીબાનો ધારેલાં કામનો નાશ કરે.

૬. ચંદ્ર છઠે હોએ તો રોગ સત્રુને વધારે તંનદરૂસ્તી બીગાડે, બદહજમીનો મરજ કરે પણ લાભ આપે

૭. ચંદ્ર સાતમે ઉચનો હોએ તો તે જલદી પરણે તેને ઉંચાં કુલની સોહોવાંમની સ્ત્રી મલે વેપાર ધંધામાં ભાગીઆઓ સાથે સારૂ લેહેનું રેહે નવો ઉદમ કરાવે.

૮. ચંદ્ર આઠમે ઉચની રાશીનો હોએ તો આવરદાનો લાંમબો લગ્નનો વારસો મલે. નીચની રાશીનો હોએ તો આવરદા તુકી દેહથી દુખી માએના જીવની ઘાત પાંણીમાં ડુબી મરવાનો ધાસ્તી રેહે.

૯. ચંદ્ર નવમે ઉચનો હોએ તો ધરમી દીલનો નીકલે પૈસો મલે જમીન સાથે લેહેણું હોએ, સફર કરાવે,વીદયા મેલવે પણ જીવને ફીકર ધાસ્તી બહુઆપે

૧૦. ચંદ્ર દસમે રેહેલો હોએ તો હીમતવાન દેહેને સુખી, વીધવા સ્ત્રીઓ સાથે લેહેણું, આવરદાનો લાંમબો, ચંદ્ર ઉચનો હોએ તો વેપારમાં વધી નીકલે નીચનો હોએ તો ખુવાર થાએ.

૧૧ ચંદ્ર અગીઆરમે ઉચના કેસ્વગ્રહે હોએ તો મીત્રઓથી લાભ મદદ મલે, નીચનો હોએ તો તેને મોહોટા થગ દોસ્તો મલે તેઓથી તેને મોહોટી ખરાબી પુગે.

૧૨. ચંદ્ર બારમે રેહેલો હોએ તો તેની અકલ

કોટા ને પુરૂસ તથા સ્ત્રીઓના હાથ ઉપર જરાવારમાં ઠગાઈ જાએ, તેના છુપા સત્રુઓ ઘણા હોએ, તેને માથે ખરચ ઘણો હોય, કરજમાં ગુટેલો રેહે, જો ચંદ્ર નીચનો હોએ તો શરીરે ઘણી હેરાંનધતી ભોગવે.

સારા ચંદ્રનું ફલ ૧, ૨, ૩, ૬, ૭, ૧૦, ૧૧ એટલાંમો ચંદ્ર હોએ તો મીત્ર ભાઈબંધનું સુખ મલે.

નરસો ચંદ્ર ૪,૫,૮,૯,૧૨ એટલામો ચંદ્ર હોએ તો કલેસ વધારે, પૈસો ખોહે, જીવને પીડા, હેરાંનગતી કરે.

સુદમાં ૨ ૫ ૯ મો ચંદ્ર હોએ તો સારો. વદમાં ૪, ૮, ૧૨ મો ચંદ્ર હોએ તો સારો.

જયારે શની બદલાએ ત્યારે ચંદ્ર પોતાની રાશીથી ૨, ૫, ૯ એટલાંમી રાશીનો હોએ તો રૂપાંનો પાઓ જાંણવો એટલે પુર તેજમાં ચહડતો વખત, ૩ ૭ ૧૦ એટલાંમી રાશીનો ચંદ્ર હોએ તો ત્રાંબાનો પાઓ મધીયમ વખત, ૧, ૬, ૧૧ એટલાંમો ચંદ્ર હોએ તો સોનાનો પાએ એટલે જઈફ પરતો વખત, ૪,૮,૧૨ એટલાં મો ચંદ્ર હોએ તો લોહોરાંનો પાયો, શીહા આફત લાવનારો વખત પણ જો શની જન્મે બલવાંન હોએ તો ફીકર રાખવી નહી.

---

## ચંદ્રની દ્રષ્ટિ અથવા નજર વીસે.

૧. ચંદ્રની પેહેલાં ચોઠાં સાતમાં અને દશામાં ઘેર ઉપર સુભ નજર હોએ તો તેની મનશાકતી ઘણી સારી હોએ શરીરે સુખ હોએ સ્ત્રીઓ સાથે લેહેણું હોએ, તેની નાહાલી ઉમરમાં જલદી પરણે

તેને લોકમાં માન આબરૂ સારી હોએ. જો ઉપલાં ચાર ઘેરો ઉપર ચંદરની વેર ભાવ નજર હોએ તો દેહેનો દુઃખી સતુઓનું જોર વધારે હોએ અને પોતાની સ્ત્રી સાથે અનબનાવ રેહે.

૨. ચંદ્ર રવીની સાથે મીત્રાચારીથી રેહેલો હોએ અંથવા એક બીજા ઉપર સુભ નજર હોએ તો સઘલા કામદારો ઉપર મોટાઇ ભોગવે, આવરદાનો લાંમબો, સારી વીદયા, સારૂ સુખ વાપરે દેહેનો સુખી હોએ જો એક બીજા ઉપર વેરભાવ નજર હોય તો કાંમ ધંધાથી નાચાર સંસાર સુખ કમ, દેહેનો દુખી

૩. ચંદર મંગલની સાથે રહેલો હોએ ઇયા મીત્ર નજર હોએ તો તે દરેક કાંમમાં હીંમતવાંન મરદીનો પુર, પૈસો મેલવે, માન ભોગવે, જો વેરભાવ નજર હોએ તો મગજથી ગીએલો જુઠું બોલવામાં ચતુર, કજીયા ટંટામાં જખમી થાએ. કુતરૂં અથવા જાનવરથી દંખનુ જેહેર પોહોચીને મરણ નીપજે.

૪. ચંદર બુધની સાથે મીત્રાચારીથી રેહેલો હોએ કે સુભ નજર હોએ તો વીદયા શીકે અકલને વધારે ગંભીર સભાવ અને જો વેરભાવ હોએ તો મગજનો ખસેલો અને અકલનો ઘણો કોતા હોએ

૫ ચંદર સાથે ભરસપતી મીત્ર થાઇને રેહેલો હોએ કે સુભ નજર હોએ તો ઘણો ભાએગસાલી વીદયા પૈસો સારો મેલવે, દેહેનો મજબુત, શારીરે સુખી હોએ, જો વેર ભાવ નજર હોએ તો બધી વાતે કંમં નશીબાનો દેહેનો દુઃખી હોએ.

૬. ચંદ્ર સાથે સુકર મીત્ર થાઇને રેહેલો હોએ કે સુભ નજર હોએ તો તેનો ચેહેરો રૂપાલો સોહોવામનો હોએ, ઓરતની માફક સંગાર કરે પૈસાદાર ઓરતો સાથે રંગ રાગ અને મોજ ભોગવે. જો વેર ભાવ હોએ તો છાકત હાલતમાં ફરે અને કંગાલ દુખી હાલતમાં જીંદગી ભોગવે.

૭. ચંદ્ર સાથે શની મીત્ર થાઇને રેહેલો હોએ અથવા સુભ નજર હોએ તો સારી તંનદરૂસ્તી દેહેનો સુખી મેહેનતુ અને દાહુાપણ ભરેલો હોએ. જો વેર ભાવ નજર એક બીજા ઉપર હોએ તો તેની ઓરતનું મરણ નીપજે અને મેહેનત જંજાલી અને દુખી હાલતમાં લાવી મેલે.

---

## "મંગલની ચાલની તાશીર વીસે."

૧. મંગલની ખાશાયત ગરમ સભાવ હીંમતવાન જોરાવર.

૨. મંગલ અગની તત્વની રાશીનો હોએ તો તેનું તાપના જોરથી મરણ નીપજે.

૩. મંગલ ખાકી તત્વની રાશીનો હોએ તો ટંટાની ખતપટમાં કાપવારથી મરણ નીપજે.

૪. મંગલ હુવાઈ તત્વની રાશીનો હોએ તો લોહી પરવાના મરજથી તેનું મરણ નીપજે.

૫. મંગલ પાંણીની રાશીનો હોએ તો કુવો તલાવ કે દરીયાના પાંણીમાં ડુબી મરવાની ધાસ્તી રેહે

૬. મંગલ રવીનાં ઘેરમાં રેહેલો હોએ તો તે ઘણો મગરૂરબી ભરેલો હોએ

૭. મંગલ ચંદ્રના ઘેરમાં રેહેલો હોએ તો તે માંથાંનો ફેરાવન હોએ.

૮. મંગલ બુધના ઘેરમાં રેહુલો હોએ તો ખોટા લેખો ઉભા કરવાની બુધી સુજે.

૯. મંગલ ભરસપતીના ઘેરમાં રેહેલો હોએ તો તે મકરબાજ ચુગલીઓ નીકલે.

૧૦. મંગલ સુકરના ઘેરમાં રેહુલો હોએ તો પોતાની પુંજી ખોહુી બેશે.

૧૧. મંગલ સનીના ઘેરમાં રેહેલો હોએ તો તે ઘણો અદેખો ખુની સભાવનો.

૧. મંગલ,જન્મ કુંડલીનાં પેહેલાં ઘેરમાં રેહુલો હોએ તો તે, સભાવનો તીખો લાલ મોહોનું તેના બદન ઉપર જખંમ કાપો સરેતો અથવા શીતલાના દાગ હોએ. હીંમતવાન, બેદરકાર મંગલની નીચની રાશીનો હોએ તો, છાકત નીકલે સત્રુને વધારે કામનો નાશ કરે. ઉચની રાશીનો હોએ તો વીદયા મેલવે,બે સ્ત્રી થાએ સ્ત્રીને હોએ તો તેને બે ખાવંદ થાએ

૨. મંગલ બીજે રેહુલો હોએ તો પૈસાની તંગી ભોગવે, દાંતનું દરદ, કંમ વીદયા.

૩. મંગલ તીજે હોએ તો થોરાં ભાઈ બેન પ્રાકરમી ધંન લાભ આપે, કુટંબમાં અનબનાવ, ઉડાઉ ખરચ કરે.

૪. મંગલ ચોથે હોએ તો માએના જીવની ધાસ્તી સોક સાથે બુરાસ કરાવે બાપની સાથ બને નહીં અંનબનાવ,બાપને મેહેનત જંજાલીમાં નાખે બે સ્ત્રી થાએ.

૫. મંગલ પાંચમે હોએ તો તેના છોકરાં જીવે નહીં તે મેહેનત જંજાલીમાં આવી પરે બાપના જીવની ધાસ્તી ઘાતકી સભાવ જુગાર સટ્ટા રમવાનો સોખ રાખે પૈસો ખોહે.

૬. મંગલ છથે રેહેલો હોએ તો રોગ સત્રુને તોરે દેહેનો જોરાવર, ધારેલું કામ થાએ આબરૂ મલે ગરમી, નાસુરનું દરદ ઉતપન કરે.

૭. મંગલ સાતમે રેહેલો હોએ તો નીસકપતી, પેહેલી બૈરી સાથે અંનબનાવ, બે સ્ત્રી થાએ માથે ગરમીનું દરદ સત્રુનો જોર તેના ઉપર ઘણો હોએ જીવથી દલગીર હોએ દુખી જીવનો.

૮. મંગલ આઠમે હોએ તો થોરી આવરદા, બૈરીનો ઘાટ શરીરને જખમ પુગે સ્ત્રીયારબાજ વધારે હોએ જો સ્ત્રીને હોએ તો તે પણ તેવીજ હોએ.

૯. મંગલ નવમે રેહેલો હોએ તો માંથાનો ફેરાવન જનુંની સભાવ, બાપના જીવની ધાસ્તી તેનું ધારેલું કામ નહીં થાએ ધર્મ ઉપર થોરો એતેકાદ, તેનું ધારેલું કામ પાર ઊતરે નહીં.

૧૦ મંગલ દશામે રેહેલો હોએ તો લશકરી નોકરી મલે ફરજનનું સુખ જમીન ખરીદ કરાવે જો નીચનો હોએ ફીકર વધારે, ખરચ કરાવે.

૧૧. મંગલ અગીયારમે રેહેલો હોએ તો લાભને આપે કુટંબીથી સુખ મલે જમીન સાથે લેહેણું.

૧૨. મંગલ બારમે રેહેલો હોએ તો બે બૈરી થાએ પૈસાની ખરાબી કરે તેના છુપા સત્રુઓ ઘણા

હોએ, મેહેનત જંજાલીમાં આવી પરે, બંદીખાનું ભોગવે.

સુભ મંગલ–૩, ૬, ૧૧ મો મંગલ સત્રુને તોરે, લાભ આપે.

અસુભ મંગલ–૧, ૨, ૪, ૫, ૭, ૮, ૯, ૧૦, ૧૨ એટલીં મંગલ સત્રુનો ભયદેખારે પરદેશા કાહારે જીવને પીડા કરે મીત્ર સાથે કલેસ થાએ.

૧. મંગલ રવીનો સાથે મીત્ર નજરથી હોએ તો લામબા આવરદા સારો સભાવ અને વેરભાવ નજર હોએ તો ખરાબ સભાવનો કાચી બુધીનો તાપથી મરણ લાવે.

૨. મંગલ ચંદ્રની સાથે મીત્ર નજર હોએ તો હીમતવાન મરદીનો પુર પૈસો મેલવે અને વેરભાવ નજર હોએ તો માથાનો ગીએલો, જુઠું બોલવાની તેવ.

૩. મંગલ બુધની સાથે મીત્ર નજર હોએ તો ઘણો લાએકીવારો ગંભીર સભાવ, ચતુર વીદવાન, વેરભાવ નજર હોય તો હુજત્યો સભાવ બે અકલી જાંણીબુજીને હરમાર થાએ.

૪. મંગલ ભરપસતીની સાથે મીત્ર નજર હોએ તો હીમતવાંન બીજાઓને મદદ આપનાર હાકમી સાહેબી ભોગવે, જો વેરભાવ હોય તો માંથાનો ફેરાવન

૫. મંગલ સુકરની સાથે હોય અથવા મીતર નજર હોય તો તેને સ્ત્રીઓ સાથે સારૂ લેહેણું હોય. જો વેરભાવ નજર હોય તો બીહીકન ખરાબ સભાવ

૬. મંગલ શાની સાથે રેહેલો હોય અથવા મી-

ત્ર નજર હોય તો હીંમતવાન શીપા બચ્ચો,વેરભાવ હોય તો બાડુ જુઓ કપતી જો એક બીજાને પેહેલાં કે દશામાં ઘેર ઉ.ર નજર હોય તો કેડખાનું ભોગવે.

## બુધની ચાલના તાશીરવાસે.

૧. બુધ, મીથુન, કર્ક, કન્યા, તોલા અને કુંભ રાશી નો હોય તો તે વીદવાન ચતુર નીકલે.

૨. બુધ, મેસ, શીહી અને ધન રાશીનો હોએ તો તે કબુધીઓ બેઅકલી નીકલે.

૩. બુધ, વરખ, વરશ્ચીક અને મકર રાશીનો હોએ તો તે મકર બાજ થગ નીકલે.

૧. બુધ જન્મ કુંડલીના પેહેલાં ઘેરમાં રેહેલો હોએ તો તેની અસરથી તે બચ્ચાંનું શરીર ઘડીઘડીમાં ઠંડા પાંણીની માફકનું થાએ જરાવારમાં ગુસ્સામાં આવી જાએ. બુધ ઉંચની રાશીનો થાઈને પેહેલાં ઘેરમાં રેહેલો હોએ તો તે નેક ખશાલતનો વીદવાંન નીકલે તેને સગપણમાં અનબનાવ રેહે.

૨. બુધ બીજે રેહેલો હોએ તો પૈસો સંગ્રે ચતુર સખી દીલનો નીકલે.

૩. બુધ ત્રીજે હોએ તો પ્રાકરમી નીકલે વીદયા લીએ પણ સત્રુનો ભય દેખાડે.

૪. બુધ ચોથે હોએ તો માંએના આવરદા લાંમબા રાખે વીદયા પૈસો મેલવે પણ ઘડીમાં ફૂંટાનો ધણી ઘડીમાં વીચાર ફેરવે.

૫. બુધ પાંચમે હોએ તો ફરજંદ કોટા. બુધ ઉચનો હોએ તો છોકરી જન્મે, જુઠું બોલવાની આદત.

૬. બુધ છઠે હોએ તો માંએના જીવની ધાસ્તી પદવીએ વધે, સઉ ઉપર ફતેહ મેલવે, છાતીનું દરદકરે.

૭. બુધ સાતમે હોએ તો પોતાની સ્ત્રીના પૈસાનું સુખ વાપરે, અકલ કોટા, શરીરે પીડા ભોગવે, સત્રુઓ સાથે ખતપત ચાલે તેના ઉપર તેના શેઠનો પીયાર વધેલો રેહે.

૮. બુધ આઠમે હોએ તો પૈસો કમાએ, પણ વારેઘરીએ કરજમાં આવી પરે, સદા ફીકર કરાવે જીવને ખાલી ધારતી આપે તેની ચાલ સભાવ ઘણો સારોહોય

૯. બુધ નવમે હોએતો વીદવાન નજુમી નીકલે ફરજંદનું સુખ પણ દેહને પીડાકારી રેહે.

૧૦. બુધ દશમે હોએ તો દોસ્તી વધારે,સ્ત્રી, ફરજંદનું સુખ જોએ.

૧૧. બુધ અગીઆરમે હોએ તો દોસ્તોથી સારો લાભ મદદ મલે, જમીન ખરીદ કરાવે, વેપાર ધંધામાં લાભ આપે.

૧૨. બુધ બારમે હોએ તો છુપા સત્રુઓથી હેરાંન ગતી પુગે, ઇમાનદાર, માએના જીવની ધાસ્તી બોલી દરાજ નીકલે.

બુધનું સુભ ફલ—૨, ૪, ૬, ૮, ૧૦, ૧૧ માં એટલાંમાં બુધ હોએ તો પૈસો વધારે દોસ્તોથી મદદ મલે અને સુખ દેખારે, પણ હેવે પ્રંસગે સાહામાં ગ્રહેઓની દ્રષ્ટી ઉપર ધીઆન રાખવું જોઇએ.

બુધનું અસુભ ફલ—૧, ૩, ૫, ૭, ૯, ૧૨ એટલાંમો નીચ રાશીનો બુધ હોએ તો તે અકલનો કોટા.

જીવને સંતાપેલો રાખે, કુટંબમાં ભાઇબંધમાં કલેસ થાય, પૈસાની હાની કરે.

---

## બુધની દ્રષ્ટિ, અને બીજા ગ્રહો સાથે મલવું.

૧. બુધ પેહેલાં ઘરમાં રેહેલો હોએ, અથવા પેહેલાં ઘેર ઉપર બુધની ૬૦ કે ૧૨૦ અંસની નજર હોએ તો, તે માંણસની મનસકિત ઘણી સારી હોએ તે વીદયા મેલવે ફરજંદનું સુખ મલે, જુવાન પુરૂષને હાથે તેને લાભ થાએ, મુસાફરી કરાવે.

બુધની પેહેલાં ઘેર ઊપર ૯૦ કે ૧૮૦ અંસની વેરભાવ નજર હોએ તો, તેની મંનસકિતનો નાશ કરે. પૈસાથી, અકલથી વીદયાથી, અને ફરજંદથી કમનશીબાનો, જો પેહેલાં ઘેર ઉપર સૂર્ય ચંદ્રની સુભ નજરની મદદ નહીં હોએ તો, તે દેવાંનો બનીને અથવા તેની બુધી વાંકી હોઇને વાકમાં આવી બંદીખાનું ભોગવે.

૨. બુધની સાથે રવી રેહેલો હોએ અથવા સુભ નજર હોએ તો જલદી વીદયા લેએ, પણ મીન રાશીનો થાઇ સાથે રેહેલો હોએ તો મેહેનત કરે પણ તેને વીદયા હાંસલ થાએ નહીં, તે અકલનો મુર્ખ હોએ.

૩. બુધ ચંદ્રની સાથે વાયુતત્વની રાશીનો મીત્રાચારી નજરથી રેહેલો હોએ તો તે ઘણી વીદ્યા લીયે

૪. બુધ ચંદ્રને વેરભાવ નજરથી જોતો હોએ તો તેના સતુ ઘણા, અને અકલનો કોટા હોએ.

૫. બુધ મંગલની સાથે મીત્રા ચારીથી રેહેલો હોએ અથવા સુભ નજરે હોય તો ઘણો અકલવાંન

હીંમતવાંન, કામકાજમાં બાહોશ. જો વેરભાવ નજર હોએ તો તકરારી,હુજતીઓ,જાનીખુજીને હુરમાર થાય

૬. બુધ સાથે ભરસપતીની મીત્ર નજર હોએ તો વીદયાના બળથી પૈસો મેલવે. પણ વેરભાવ નજર હોએ તો અકલનો ઉંધો, પોતાના કામને ખરાબો•કરે.

૭. બુધની સાથે સુકર મીત્ર થાઈને રેહલો હોય ઈયા સુભ નજર હોએ તો વીદવાંન, સારી વીદયા જાણનારો વેરભાવ નજર હોયતો સુખ મોજનો નાસ કરે.

૮. બુધની સાથે સની મીત્ર થઈ રેહલો હોએ ઈયા શુભ નજર હોએ તો અકલ હીંમતને વધારે વેરભાવ હોએ તો, અકલ કોટા, સરદીનો મરજ પેદા કરે.

---

## બ્રસપતીની ચાલની તાશીર વીસે.

૧. ભરસપતી અગની રાશીનો હોએ તો તે હીંમતવાન, વીદવાન, સારો સભાવ.

૨. ભરસપતી ખાકીતત્વની રાશીનો હોએ તો મગરૂર છાલકાં મગજનો.

૩. ભરસપતી હુવાઇ તત્વની રાશીનો હોએ તો પુરો ભાએગસાલી,વીદવાન,પરમાંનીક,દયાલુ નજરનો

૪. ભરસપતી પાંણીની રાશીનો હોએ તો ખાવા પીવાનો મોજીલો, પૈસાનો બેદરકાર,ભાયેગસાલી

૧. ભરસપતી જન્મ સ્થાને પેહલાં ઘેરમાં રેહલો હોય તો મજબુત બાંધાનો, વીદવાંન, ઉદાર દીલનો,સ્ત્રી, ધન, ફરજંદનો સુખી. ગુરૂ નીચનો હોય તો, સત્રુનું જોર વધારે નાણી તંગી ભોગવે.

૨. ભરસપતી બીજે રેહેલો હોએ તો બધાઓ ઊપર શાહેબી ભોગવે, દોલત, વિદયા, સ્ત્રી, ફરજંદ નો સુખી, લોકોમાં મીત્રાચારી વધે.

૩ત્રીજે ભરસપતી સત્રુ વધારે, કલેસ કરાવે, કંનજુસ, ઘણાં ભાઇ બેહેન,

૪. ચોથે ભરસપતી હોએ તો તે બાપને બુધાપામાં સારૂ સુખ આપે, જમીન ખરીદ કરાવે, ગારી પાલખીનું સુખ. ગુરૂ નીચનો હોય તો દોસ્તી તોરે સત્રુ વધારે, પૈસાની તંગી ભોગવે.

૫. પાંચમે ભરસપતી હોય તો ફરજંદ, વીદયા, પૈસાનું સુખ આપે, બધી રીતે સારૂં.

૬. છથે ભરસપતી સ્વરાશીનો હોય તો તંનદરૂસ્તી આપે પણ નીચની રાશીનો હોય તો, પેતનાં દરદથી ભેજાંનો બીગાડો કરે, અને પૈસાની તંગી, જીવને ધાસ્તી આપે, દોસ્તી તોરે.

૭. સાતમે ભરસપતી મોટાં ખાનદાંનનીસ્ત્રીસાથે પરણે, સ્ત્રીનો વારસો મલે, ચાકરી ધંધામાં જસ મલે. લોકમાં દોસ્તી વધારે, ભાગીઆઓથી લાભ મલે.

૮. આથમે ભરસપતી હોય તો લાંમબા આવરદા, ઉચનો હોય તો વારસો મલે, નીચનો હોય તો શરીરે પીડા, ભીતરમાં દરદ, સ્ત્રી ઇયારબાજ.

૯. નવમો ભરસપતી હોય તો ધર્મ ઉપર, ચુસ્ત પરેજગાર, બાપના આવરદા લાંમબા, માન મેલવે, મીઠી ચીજનો સોખીલો.

૧૦. દસમે ભરસપતો હોય તો માંન મોઠાઇ

ભોગવે, ગારી ધોરાનું તથા કુટંબનું સુખ ભોગવે, ગુરૂ નીચનો હોએ તો સત્રુઓને વધારે, પૈસાની તંગી ભોગવે.

૧૧. અગીઆરમો ભરસતી હોય તો તેના મીત્ર ઘણા સારા હોએ અને તેઓથી તેને સારી મદદ મલે, પૈસાનો લાભ આપે, મીત્રાચારી વધારે.

૧૨. બારમે ભરસપતી હોય તો થોરાં ફરજંદ દૌલતો સખી, ઘણો ખરચ કરાવે, જીવને સનતાપ, દોસ્તી તારે, પૈસાની તંગી ભોગવે.

ગુરૂનું સુભ ફ્ળ, ૨, ૫, ૭, ૯, ૧૧ એટલાંમો ભરસપતી, દરવીય લાભ આપે, મોટા લોકો સાથે દોસ્તી વધારે, કામનો જસ મલે, માન મલે ધારેલુંથાય

ગુરૂનું અસુભ ફ્ળ ૧, ૩, ૪, ૬, ૮, ૧૦, ૧૨ એટલાં મો ગુરૂ હોએ તો મીતરો સાથે કલેસ કરાવે નાણાનો ભીડ ભોગવે.

---

## ભરસપતીની, નજર વિશે.

૧. ભરસપતીની, સુભ નજર પેહેલાં,ને નવમાં ઘેર ઉપર હોએ તો આવરદાને વધારે, દેહનો સુખી, હોહીયાર, સારી વીદયા અને મોહોડું માન ભોગવે અને વેરભાવ નજર હોએ તો શીતલાના દાગથી શરીર ખરાબ કરે, પૈસાની તંગી ભોગવે, પોતાના ધર્મ ઉપરથી મન ફેરવે, ધરમગુરૂઓ સાથે વેરાનું રાખે.

૨. ભરસપતી, પેહેલાં,ચોથાં,સાતમાં,અને દસમાં ઘેરને વેરભાવ નજરથી જો તો હોએ તો, તે પુરૂષ

અથવા સ્ત્રી કદી પરણે નહીં, ધરમગુરૂઓ સાથે વેર ભાવ રાખે, અને સરકાર દરબારમાં કજીયાની ખતપતમાં ગુતેલો રેહે, તેને સપેત કોહોરનાં દાગ હોએ.

૩. ભરસપતી, શાહી કે, મીન રાશીનો હોય ને પેહેલાં કે પાંચમાં ઘેરને વેરભાવ નજરથી જોતા હોય તો ફરજંદના ઘેરનો નાશ કરે.

૪. ભરસપતી સાથે રવી મીત્ર નજરથી રેહેલો હોએ ઈયા સુભ નજર હોએ તો સુભ ફલને આપે

૫. ભરસપતી સાથે ચંદ્રની મીત્ર નજર કે વેરભાવ નજર વીશે, ચંદ્રમાંના ફલમાં જુઓ.

ભરસપતી, સાથે મંગલનું સુભ અસુભ નજરનું ફલ, મંગલનાં ફલમાં જુઓ.

૭. ભરસપતી સાથે બુધની સુભ અસુભ નજરના ફલ વીશે બુધના ફલમાં જુઓ.

૮. ભરસપતી સાથે, સુકર મીત્ર થાઇને રેહેલો હોય, અથવા મીત્ર નજર હોએ તો તે ઘણો રૂપાલા ચેહેરાનો, સોહોવામના દેખાવનો, પૈસાનો શુખી, જો વેરભાવ નજર હોએ તો પૈસો આરે મારગે, સ્ત્રી છંડમાં પરીને બરબાદ કરે, પોતાના સુખનો નાશ કરે, જો હેવો જોગ, સ્ત્રીને હોય તો, તે થાથમાંથ થાઇને ખરાબ છંડમાં પરે.

૯. ભરસપતી સાથે શની મીત્ર થાઈ રેહેલો હોએ, અથવા મીત્ર નજર હોય તો, સારો લાભ આપે. જો સ્વરાશીના હોઇને સાતમે રેહેલા હોએ તો લગ્નનો વારસો મલે. બીજે રેહેલા હોએ તો મીતરોથી

પૈસાની મદદ મલે. જો નવમે હોએ તો પોતાની કોમ ઉપર હુકુમત ભોભવે જો દશમે રેહલો હોય તો મોહોટી શાહેબી ભરેલું માન ભોગવે. જો એક બીજાની વેરભાવ જનર હોએ તો પૈસાની ખુવારી કરે, જો સની સાતમાં ઘેરનો સ્વામી હોય તો તેના જલદી લગ્ન ન થાએ, તેને બૈરીનું શુખ ઘણું કંમ હોય, મેહેનત મજુરી કરીને ગુજરાંન ચલાવે.

---

## શુકરની ચાલની તાશીર વીશે.

૧. સુકર જન્મ કુંડલીનાં પેહેલાં ઘેરમાં રેહલો હોય તો તેનો રૂપ વંનનો ચેહેરો હોય, પોતાની સ્ત્રીના સાતમાં ઘેરમાં સારો, માતી બેઅરને સપમેર રેહે, પૈસો વધારે દેહેનો સુખી.

૨. શુકર બીજે રેહલો હોએ તો ઘનો પૈસો મેલવે, તેનું ધારેલું કામ પાર ઉતરે.

૩. શુકર ત્રીજે હોએ તો ઘણા સારા ભાઈ બેહેનો, કુટંબ સાથે લેહેણું સુખ મલે પૈસો મલે.

૪. સુકર ચોથે હોએ તો એસકી, ગારી ઘોરા વાપરે, માં,બાપનું સુખ, ઉડાઉ ખરચ.

૫. શુકર પાંચમે હોએ તો સારી વીદયા, સ્ત્રી ફરજંદનું સુખ, સત્તાબાજીમાં લાભ મલે, તેનું ધારેલું કામ થાએ.

૬. શુકર છઠે હોએ તો, ઘણો સ્ત્રી છંદમાં પરેલો હોએ, થોરા સત્રુ, દેહેનો દુઃખી.

૭. શુકર સાતમે હોએ તો, નાહાલી વએમાં પ-

રણે, તેના સત્રુ ઘણાં, માતી બેઅર, ખરાબ ઇયાર બા-
જીમાં છુતાપણું ભોગવે, શરીરે પીડા તેનું ધારેલું કામ
થાથ નહીં, પૈસાની તંગી રાખે.

૮. શુકર આઠમે હોય તો લાંમબા આવરદા, માં
એનો ઘાત કરે, શુકર ઉચ્ચનો હોય તો બૈરીતરફનો
વારસો મલે, કાયાથી સુખી, દરવીય લાભ આપે.

૯. શુકર નવમે હોએ તો પરેજગાર, સ્ત્રી, ફરજંદ, પૈસાનો સુખી હોએ.

૧૦. સુકર દશમે હોય તો લાંમબા આવરદા,
એકથી વધારે વાર પરણે, રાજ દરબારમાં માંન ભોગવે
તેના વેરશી ઘણા હોય, બૈરી સાથે ખતપત પૈસાની
ભીડ ભોગવે, શરીરે પીડા રાખે.

૧૧. શુકર અગીઆરમે હોય તો પૈસાવારી સ્ત્રી
ઓ સાથે દોસ્તી રાખે, તેવોથી લાભ મલે, તે દોસ્તોનું
સુખ ભોગવે.

૧૨. શુકર બારમે હોય તો તે આવરદાનો લાંમબો પણ તેના છુપા સત્રુઓ ઘણા હોય તેથી તે સંતાપેલો રહે, હરેક પ્રકારે લાભ આપે.

શુકરનું સુભ ફળ—૧, ૨, ૩, ૪, ૫, ૮,૯, ૧૧,
૧૨ એટલાંમો સુકર હોય તો પૈસો વધારે દેહેનું તથા ફરજંદનું સુખ આપે.

સુકરનું, અસુભ ફલ—૬, ૭, ૧૦ એટલાં સુકર હોએ તો કાંમની હાની કરે પોતાની સ્ત્રી સાથે કલેસ કરાવે,શરીરે પીડા કરે, ધારેલાં કામનો નાશ કરે,

## સુકરની નજર વીશે વીચાર.

૧. સુકર પેહેલાં ચોથાં સાતમાં ને દશમાં ઘેરને મીત્ર નજરથી જોતો હોએ તો મોજ સુખ ભોગવે પૈસાદાર સ્ત્રીઓ સાથે તેને સારૂ લેહેણું હોએ સ્ત્રી ફરજંદનું સુખ ભોગવે જો વેરભાવ નજર હોએ તો મોજ શુખનો નાશ કરે.

૨ પેહેલાં ઘેરમાં સુકર નીચની શશીનો થાઇ રેહેલો હોએ તો, તેને સ્ત્રી સુખ નાહીં હોએ. ગાવડીની માફક ઘણું ખાનારો, ઘણો હુઘનારો બેઅકલી.

૩. સુકર સાથે રવી મીત્ર નજરથી રેહેલો હોય અથવા સુભ નજર હોએ તો પૈસાવાલી સ્ત્રીઓસાથે ઘણું સારૂં લેહેણું જલદી પરણે સારૂં શુખ ભોગવે. વેરભાવ નજર હોએ તો સ્ત્રી સાથે અંનબનાવ, મોજશુખનો નાશ કરે.

૪. શુકર સાથે ચંદ્રની મીત્ર નજર હોએ તો ઉનચી જાતનો પોસાક પેહેરે, પૈસાવાલી સ્ત્રીઓથી લાભ મલે, વેરભાવ નજર હોય તો સ્ત્રીઓ સાથે અનબનાવ છાકત, તેની કંગાલ હાલત હોય.

૫. શુકર સાથે મંગલને મીત્ર નજર હોય તો સ્ત્રીઓ ઉપર ઘણો પીયાર, સ્ત્રીઓ સાથે મોજ ભોગવે વેરભાવ નજર હોય તો પારકી સ્ત્રીઓ પાછલ પૈસે ખુવાર થાએ, જો સ્ત્રીને હોએ તો તે પણ તેમજ હોએ.

૬. શુકરની સાથે બુધની મીત્ર નજર હોએ તો તે ગાયણનો શોખીલો. શુકર,બુધના સાથે ૩, ૭, અ-

થવા ૧૦ માં ઘેરમાં રેહેલો હોય તો પાછો જુવાન થવાની ઈછા દેખારે, જુવાન સ્ત્રીઓ ઉપર પ્રીત હોય

૭. શુકર સાથે ભરસપતીને મીત્ર નજર હોએ તો રૂપવંતો ચેહેરો, ઘણા શુખ મોજમાં વખત કાહારે સ્ત્રી ફરજંદ પૈસાનું, શુખ ભોગવે. જો વેરભાવ નજર હોય તો બધાં શુખનો નાશ કરે,

૮. શુકર સાથે સનોની મીતર નજર હોય તો સ્ત્રી શુખ સપમેલ રેહે ફરજંદનું શુખ સનસાર શુખ ને ઘણો સારો, વેરભાવ હોય તો સનસાર સુખનો નાશ કરે.

---

## શનીની તાશીર વીશે વીચાર.

૧. શનીની ખાશયેત એકાંતવાશી રેહેવાનું ઇછનાર, તીખા મીજાજનો કોઈ મંડલી સાથે સામેલ રેહેવાને ખુશી નહીં પોતાની મરજી માફક ચાલનાર

૨. શની હુવાઇ તત્વની રાશીનો હોએ તો સારો ધીહાનનો ચતુર માહાં પોહોચેલો.

૩. શની પાંણીની રાશીનો હોએ તો છાકટ નીકળે, ભારી સુસ્તી, દલદર હાલતમાં રેહે.

૧. શની જન્મ કુડલીમાં પેહેલે રેહેલો હોયતો દેહેનો તથા દાંતનો દુખી, પૈસે ગરીબ, સાહામાં સ્ત્રીના ઘેરનો નાશ કરે, બે બૈરી થાએ જો સ્ત્રીને હોયતો તેના ખાવંદનો નાશ કરે, મોહોના ઉપર શીતલાના ચાથાની હીધાંની હોએ, કામની હાની કરે.

૨. શની બીજે રેહેલો હોએતો, સ્ત્રી,ધન, પૈસો કાંમ ધંધાનો નાશ કરે, કાંને બેહેરો.

૩. શની ત્રીજે રેહેલો હોએતો પ્રાકરમી, સારી ચીજ ખરીદ કરાવે, ભાઈ બેહેનનો ઘાટ કરે, કુટંબમાં અનબનાવ.

૪. શની ચોથે હોએતો માંએનો ઘાટ કરે, સાહામાં દશામાં ઘેરને વેરભાવથી જો તો હોએતો બાપનો ઘાંટ કરે. શની ઉંચની રાશીનો હોએતો જમીન ખરોદ કરાવે પણ જીવને ઉદાશી રાખે.

૫. શની પાંચમે હોએ તો ફરજંદ તથા પૈસાનાશ કરે સરદીનો મરજ ઘેર સંસારથી કંટાલેલો રેહે.

૬. શની છઠે હોએતો સત્રુને તારે, લાંભ આપે, માંથાનો ફેરાવન, છાતીનું દરદ, કોઠામાં પવનનું દરદ કરે, ખાતી, તીખી ચીજોનો શોખીલો, મરચાં ખાઉ.

૭. શની સાતમે હોએ તો સ્ત્રીના ઘેરને નાશ કરે, બે બૈરો, બોકારીનો મરજ ઉદાશી જીવ, કોઠામાં પવનનું જોર રાખે, સબુઓથી સંતાપે, શનો ઉચનો હોય તો, સ્ત્રીનો વારસો મલે.

૮. શની આઠમે હોય તો મોહોટું પેટ, જલનદરનો મરજ, સુજેલી આંખ, શરીરે પીડા સરદીનો રોગ.

૯. શની નવમે હોએતો અધરમી કાંમો કરે, બાપની અને શેઠની સાથે બને નહીં, વીદયા લીએ, દેહેથી પૈસાથી દુખી સત્રુઓથી ભારી તરાશ પાંમે.

૧૦. શની દશોમે હોએ તો ધધાઈ મેહેનત મજુરીથી પોતાનું ગુજરાન કરે, તેનું ધારેલું કાંમ પાર ઉરે નહીં, સસત્રુનો ભય, આવરદાનો લાંમબો, તેનાં દુખથી, તેના માએ, બાપ ખુવાર થાએ.

૧૧શની અગીયારમે હોય તો સારો, પૈસાનો લાભ આપે, કુટંબીઓ શાથે શારૂં લેહેણું, નીચનો હોએ તો, તેને ઠગ લુચ્ચા દોસ્તોથી હાંની પુગે.

૧૨. શની બારમે હોએ તો તેના છુપા સતરૂઓ ઘણા હોએ, જીવને સદા ફીકરમાં રાખે, મેહેનત તથા જીવને જંજાલી ઘણી હોએ પૈસાનો ખરચ તંગી ઘણી હોએ.

૧. શની બીજા કોઇ ગ્રહ સાથે રેહેલો હોય તેનું ફલ જાણવું હોએ તો તે જે બીજે ગ્રહે હોએ તે ગ્રહેની તાશીર ફલમાં જુઓ જેમકે શની સાથે રવી રેહેલો હોએ તો રવીનાં ફલની બાબતમાં જોવું, શની શાથે ચંદ્ર હોએતો ચંદરના ફલમાં જોવું.

શનીનું શુભ ફલ–૩, ૬, ૧૧ એટલાંમાં શની હોએ તો દરવ્ય લાભ આપે, મોહોટા લોકમાં મીત્રાચારી વધારે, રાજદુવારીમાં માંન મલે, કુટંબમાં શુલે રાખે.

શનીનું અશુભ ફળ–૧, ૨, ૪, ૫, ૭, ૮, ૯, ૧૦, ૧૨ એટલાંમાં શની હોએ તો જીવને હેરાંન ગતો લોકો શાથે કલેશ અને પૈસાની તંગી ભોગવે.

---

## શનીની નજરની અસરના ફલ વીશે.

૧. શની પેહેલાં ઘેરને શુભ નજરે જોતો હોય તો જમીન, ઘેર ખરીદ કરાયે અથવા વારસો મલે, બુજરગ વડા માણસને હાથે તેને લાભ, મદદ મલે, ઘણો ચતુર અને મેહેનતુ નીકલે.

૨. શની પેહેલાં ઘરને વેરભાવ નજરથી જોતા હોએ તો, અને પેહેલાં ઘરનો સ્વામી રવી કે ચંદ્ર હોએતો, તે માણસને દેહેની માંદગી ઘણી સોસવી પરે, માતા, પીતા તથા કુટંબના વદા માણસો સાથે અંનબનાવ રેહે, મંનશાકતીનો કોટા હોએ, સરદીનો મરજ, ઉનચી જગાથી પરવાની ધાસ્તી રેહે. મોહોના ઉપર જખમ, ચાથાંના દાધની હીધાંની રેહે.

૩. શની ચોઠાં ઘરને વેરભાવ નજરથી જોતા હોએ તો, માંએના ઘેરનો નાશ કરે.

૪. સની સાતમાં ઘેર્ને વેરભાવ નજરથી જોતા હોએ તો, સ્ત્રી તથા સંનસાર શુખનો નાશ કરે.

૫. શની દશમાં ઘેરને વેરભાવ નજરથી જોતા હોએ તો, પીતાનો તથા ચાકરી ધંધાનો નાશ કરે, તેને કાંઇ પણ ધંધો સારો સુચે નહીં.

૬. શની, અને પેહેલાં ઘેર્નો સ્વામી એ બેહુ પાંણીની શશીના હોએતો, કુવો, તલાવ અથવા દરીઆના પાણીમાં ડુબી મરવાની ધાસ્તી રેહે.

૭. શની, ચંદ્રંને અથવા પેહેલાં ઘેરના સ્વામીને વેરભાવથી જોતા હોએ તો, શરીરે ભાહારી પીડા ભોગવે, દેહેને ખરાબ કરે.

યુરેનસ અથવા હરશલ, અને નેપચ્યુંન ગ્રહો વીશેનો ખુલાશો, ૧૫ પંદરમે પાંને જણાવેલોછે; અને લઘુ ગ્રહો મધે, સીરીસ, વેસ્તા, પાલાસ, આસ્ત્રિયા, હેબી, ઇરિસ, ફ્લોરા અને એ વગેરે, બસોથી વધુ, બીજા નાહાંના ગ્રહોનો પ્રકાશ, હીલતા હોવાથી તેની અસર વીશે, જયોતીષ વિધામાં જણાવેલું નથી.

સીરીસ અને વેસ્તા (ધારીઆ મેલે, તેસતર અને વનંત સેતારા)નો પ્રકાશ વધુ હોવાથી, તેઓ આકાશમાં કોઇ વાર નરી આંખે દેખાય છે. જરથોસ્તી ધર્મ પુસ્તકોમાં, આ સેતારાઓનાં આકર્ષણની અસરની ખુબીનો હેવાલ જણાવેલો છે. જુઓ, તીરૂ તથા વનંત ઇયસ્તના અવસ્તા.

---

## Dragon head. રાહુ.

૧. રાહુને કાંઇ નજર હોતી નથી, તે જે ઘેરમાં ઉચનો થાઇને રેહેલો હોએ તો, તે ઘેરનું સારૂં ફલ આપે, અને જે ઘેરમાં નીચનો થાઇને રેહેલો હોએ તો, તે ઘેરની બાબતનો નાશ કરે.

રાહુનું, શુભ ફલ—૧, ૩, ૬, ૯, ૧૦, ૧૧ એટલાંમો રાહુ હોએ તો, ધન, ફરજંદનો લાભ આપે.

રાહુનું, અસુભ ફલ--૨, ૪, ૫, ૭, ૮, ૧૨ એટલાંમો રાહુ હોએતો, માણસને ઘણો દુખી,હેરાંન કરે

---

## Dragon Tail. કેતુ.

૧. કેતુ, પેહેલાં ઘેરમાં હોએ તો, તેનું શરીર લાંમબા કદનું હોએ, અને દેહેનો નબળો હોએ.

૨. કેતુ, બીજે રેહેલો હોએતો, આબરૂવારો.

૩. કેતુ, બીજે રેહેલો હોએતો,તે પ્રાકરમી હોય

૪. કેતુ, ચોથે હોએતો, માંએનો ઘાત કરે.

૫. કેતુ, પાંચમે હોએતો, પેહેલો છોકરીનો જન્મ થાય, તેનો જીવ હમેસાં ઉદાશી રેહે.

૬. કેતુ, છેઠે હોએ તો, સત્રુઓથી લાભ, મલે.

૭. કેતુ, સાતમે હોએતો, તેને સ્ત્રી દેહેની દુખી મલે, નીચ વરણની સ્ત્રી સાથે ઈયાર બાજી હોએ.

૮. કેતુ, આઠમે હોએતો, જીવનો લેહેરી, ફરજંદ ફેટા, મુજેલી આંખો.

૯. કેતુ, નવમે હોએતો, ઘણું જુઠું બોલે.

૧૦. કેતુ. દશમે હોએતો, પૈસાથી સુખી.

૧૧. કેતુ, અગીઆરમે હોએ તો, તેના દોસ્તો ઘણા સારા હોએ, તેઓથી સારી મદદ, આસરો મલે.

૧૨. કેતુ, બારમે હોએતો, તે નીચ, હલકો ચીજોનાં કાંમ ઉપર ધીહાંન આપે, ગાવદી મેહેનત કરીને પોતાનું ગુજરાંન કરે.

---

## આવરદા વીશે ખુલાશો.

૧. આવરદા લાંમબીછે કે ટુકી, તે વીશે પેહેલાં અને આંઠમાં ઘેર ઉપર ખુબ ધીઆંન આપવું જોઇએ. આઠમાં આવરદાના ઘેરમાં કોઇ ગ્રહ રહેલા નહીં હોએ તો, આઠમાં ઘેર ઉપર કીઆ ગ્રહેની બલવાંન નજરછે તે જોવી, જો આઠમાં ઘેર ઉપર કોઇ ગ્રહની નજરબી નહીં હોએ તો, બાર રાશીના ત્રણ ભાગ કરીએ તો, તેના ૩૬ ભાગ (દ્રપકાંન) થાએ છે, તેને જન્મ રાશી સાથે પેહેલેથી ગણો, તેનો બાવીશામો ભા ભાગ (દ્રપકાંન) તેના આવરદાનો છેરો જાણવો. શાની ગ્રહે, એ આવરદાના છેરાની ઇધાંનીછે, આવરદાની આખેર વખતની ચોકસ ઈધાંની ૮) આઠમાં ઘેર ઉપર રેહેલો ગ્રહ દેખારી આપે.

૨. નીચે જણાવેલા, ગ્રહુઓની, દસામાં, માંણસ મોહોટનું રૂપ લીએછે. બીજા, છઠા, સાતમાં ને બારમાં ઘેરના સ્વામોની દસાના વખત ઉપર ધોઆંન આપવું જરૂરછે, પણ એ ઘેરનાં સ્વામીઓ પોતાના ઘેરમાં રેહેલા હોએ અથવા તેઓ બીજા ગ્રહે સાથે રેહેલા હોએ તો, તેમાં જે વધારે બલવાંન હોએ તેની દશામાં તેનું મરણ જાણવું.

૩. શની, બીજાં કે સાતમાં ઘેરમાં રહેલો હોય તેની દશામાં મરણ જાણવું, મુખ્ય કરીને, ચંદ્ર અથવા સનીની દશા મોહોતના રૂપની હીધાંનીઓ છે, આવરદાના ઘેર ઊપર શની કે ચંદ્ર નીચનો થાઇને રેહેલો હોએ, અથવા વેરભાવ નજર હોયતો, ટુંકી આવરદા.

---

## ટુંકી આરદા કેમ જાંણવી.

૧. બચ્ચાંની જન્મ કુડલીનાં પેહેલાં ઘેરમાં, રાક્ષ ગ્રહે, રેહેલા હોએ તો, અથવા વદ પાંચમ પછીનો નબલો ચંદ્ર હોઇને ૬ છોઠે, ૮ આઠમે કે બારમે રેહેલો હોએ તો, તે બચ્ચાનું તરત મરણ નીપજે.

૨. પેહેલાં અને ૮ આઠમાં ઘેરના સ્વામીઓ નીચરાશીના હોએ તો, તે બચ્ચાંનું તરત મરણ નીપજે.

૩. પેહેલાં ઘેરનો સ્વામી ૮ આઠમે રેહેલા હોય અને ૮ માંનો સ્વામી પેહેલાં ઘેરમાં રેહેલો હોએ તો અને ચંદ્ર સાથે રાક્ષશ ગ્રહે હોએ તો, તુકી આવરદા

૪. રવી અને મંગલ ૬ છોઠે, ૮ આઠમે અથવા ૧૨ બારમે રેહેલા હોએ અને પેહેલાં ઘેરનો સ્વામી નીચ રાશીનો હોએ તો, તેનું તરત મરણ નીપજે છે

૫. પેહેલાં, ત્રીજાં, છઠા ને નવમાં ઘેરનો સ્વામી ચંદ્ર હોએ, અને તેના ઉપર રાક્ષસ ગ્રહેનો વેરભાવ નજર હોએ તો, ટુંકી આવરદા.

૬. આઠમાંનો સ્વામી નીચ રાશીનો હોએ અને પેહેલાનો સ્વામી રાક્ષસ ગ્રહે સાથે રેહેલો હોએ અને ચંદ્ર પણ રાક્ષસ ગ્રહે સાથે હોએતો, ટુંકી આવરદા.

૭. આઠમાં ઘેરનો સ્વામી, નીચ રાશીનો હોઈને છઠા કે બારમાં હુંધારા ઘેરમાં રેહેલો હોય અને રવી, ચંદ્ર કે ભરસપતીની સુભ નજર બીજાં ને આઠમાં ઘેર ઉપર નહીં હોય તો, તે બચ્ચું જન્મ્યા પછી થોરા વખતમાં મરણ પામે.

---

## લાંમબી આવરદા.

૧. સૂર્ય અને ચંદ્ર, એ લાંમબી હેયાતી આપનારા મુખ્ય છે, વાસ્તે સૂર્ય, ચંદ્ર બલવાન રાશીના હોઇને તેની ૧, ૭, ૯, ૧૦ અને ૧૧ માં ઘેરના ભાગ ઉપર સુભ નજર હોએતો, તે આવરદાનો લાંબો.

૨. પેહેલાં ઘેરનો સ્વામી બલવાંન ઉચની રાશીનો હોઇને, સુભ ગ્રહ સાથે રેહેલો હોય અથવા પાંચમે, નવમે કે કીંદ્રસ્થાને રેહેલો હોએતો, તે આવરદાનો લાંમબો.

૩. પેહેલાં ઘેરનો સ્વામી, સવરાશીનો હોઇને પોતાના ઘેરમાં હોએ તો આવરદાનો લાંમબો.

૪. ચંદ્ર બલવાંન ઉચનો હોઇને તેના ઉપર ભરસપતીની નજર હોએ તો તે આવરદાનો લાંમબો.

૫. પેહેલાં ઘેરનો સ્વામી ઉચની રાશીનો હોઇને કીંદ્રસ્થાને રેહેલો હોએતો, લાંમબી આવરદા.

૬. પેહેલાં ઘેરમાં શની સવરાશીનો થાઇને રે-હેલો હોય, અને આઠમાં ઘેરનો સ્વામી અઠામાં ઘે-રમાં રેહેલો હોએ તો, લાંમબી આવરદા.

૭. સુભ ગ્રહેઓ કીંદ્રસ્થાને રેહેલા હોએ તો.

૮. પેહેલાં ઘેરના સ્વામીની શીધી નજર પેહેલાં પોતાનાં ઘેર ઉપર હોએતો, અથવા સુભ ગ્રહેઓની શીધી સાહામી નજર પેહેલાં ઘેર ઉપર હોએ તો.

૯. ભરસપતી ઉચની રાશીનો હોઇને કીંદ્રસ્થાને પેહેલાં ઘેરના સ્વામી સાથે રેહેલો હોએ, અને રાક્ષસ ગ્રહે, ત્રીજે ૬ છઠે રેહેલા હોએતો, લાંમબી આવરદા.

૧૦. પેહેલાં અને આઠમાં ઘેર ઉપર સુભ ગ્રહેની, મીત્ર નજર હોય અને કોઇ પણ રાક્ષસ ગ્રહની વેરભાવ નજર નહીં હોએતો, આવરદાનો લાંમબો.

## પુરૂષના દેહેની સુખાકારી વીશે.

૧. પુરૂષના શરીરને તંનદરૂસ્તીનો હાધાર, સૂર્યના બલ ઉપર હોય છે, અને દેહેની તંનદરૂસ્તીનો હાધાર, ચંદ્રની ચાલની તાશીર મુજબનો હોએ છે.

૨. સૂર્ય બલવાંન ઉચની રાશીનો અથવા સ્વ-રાશીનો હોએ તો, તે પુરૂષ દેહેના દુઃખની વાત કદી જાંણે નહીં, તેનું નીરોગી શરીર હોએ.

૩. જો સૂર્ય સ્વરાશીનો હોઇને પોતાના ઘેરમાં રેહેલો હોએ, તે પુરૂષનો દેહે સારી હોએ.

૪. રવી હસ્તનો અથવા નીચની રાશીનો હોએ તો, તેની દેહે નબલી, તે દેહેનો દુખી.

૫. સૂર્ય ઉપર શનીની વેરભાવીક નજર હોએ

તો, તે નબલી દેહોનો હોએ.

૬. સૂર્યની ઉપર મંગલની નજર હોએલી ઘણી સારી, અંગમાં કઉવત વધારે, પણ તે માણસને અચખુચ લોહીનો જોસ ચહડીને તેનું મરણ નીપજે,

૭. સૂર્ય ઉપર ભરસપતીની વેરભાવ નજર હોએ તો અંગનું લોહી ખરાબ કરે, રશાવીકારનું દરદ કરે.

૮. સૂર્ય પેહેલાં, સાતમાં, નવમાં અથવા અગીઆરમાં ઘેરને મીત્ર નજરથી જોતા હોએ તો, અંગમાં પુસ્તી આપે.

## સ્ત્રીની તંનદરૂસ્તી વીશે.

૧. સ્ત્રીને જન્મે, ચંદ્ર ઉચની રાશીનો હોએતો અથવા સ્વરાશીનો થાઇને ચોઠાં ઘેરમાં રેહેલો હોએ તો, તે સ્ત્રી દેહેની સુખી હોએ.

૨. ચંદ્ર હસ્ત કે નીચની રાશીનો હોએ તો, તે સ્ત્રી દેહેની દુઃખી હોએ.

૩. ચંદ્ર ઉપર શનીની નજર હોએ તો, તે સ્ત્રી સરદીના મરજથી ઘણી હેરાંન હોએ.

## મનશાકતી વીશે વીચાર.

૧. બચ્ચાંની મનસકિત કેહેવીછે, તે વીશે બુધ, ચંદ્ર અને પેહેલાં ઘેરનો સ્વામી, એ ત્રણે ઉપર ધીહાંન આપવું જોઇએ, પેહેલાં ઘેરના સ્વામી સાથે બુધની મીત્ર નજર છે કે નહીં. બુધ અને ચંદ્ર એ બેહુને એક બીજા સાથે મીત્ર નજર છે કે નહીં, પેહેલાં ઘેર ઉપર બુધ અને ચંદ્રની મીત્ર નજરછે કે નહીં તે જોવું પેલાં ઘેરનો સ્વામી ઉચની રાશીનો કે સ્વરાશીનો છે

કે નીચની રાશીનો છે. બુધ કે ચંદ્ર ઉચની રાશીના હોઈને કીંદ્રસ્થાને રેશાનીવાલાં ઘેરમાં રેહેલા છે કે નહીં, અને તેઓની પેહેલાં ઘેર ઉપર અને પેહેલાં ઘેરના સ્વામી ઉપર મીત્ર નજર હોએ તો તે મોહોટો વીદવાંન, પુખ્ત અકલમંદ, મનસકિતનો પુરો હોએ.

૨. બુધ અને ચંદ્ર નીચની રાશીના હોઇને પેહેલાં ઘેરને વેરભાવ નજર હોએતો તે દેવાંની હાલતમાં હોય.

૩. ચંદ્ર પેહેલાં ઘેરમાં હોએ અને તેના ઉપર શનીની વેરભાવ નજર હોએતો દીવસની વખતે તેના માંથામાં દરદનું જોર ઘણું કરે, અને મંગલની વેરભાવ નજર હોએ તો, રાતને વખતે તેના માંથામાં દરદનું જોર વધારે કરે.

---

## ફરજંદની વરધી વીશે.

૧. ફરજંન વીશે, પાંચમાં ઘેર ઉપર વધારે ધીહાંન આપવું જોઇએ, પાંચમે અથવા ચોથાં ઘેર ઉપર ચંદ્ર, ભરસપતી, અને સુક્ર હોએતો સંનતાંન વરધીને આપે, એટલે ફરજંદો ઘણા થાએ.

૨. પાંચમે રવી, મંગલ કે શની રેહેલો હોએ અથવા, પાંચમાં ઘેર ઉપર તેમની વેરભાવ નજર હોયતો સંનતાંન વરધીનો નાશ કરે, પીરૂમાં વા, ગરમી વધારે.

૩. ચંદ્ર અને સુકર, પેહેલાં, પાંચમાં, દશામાં, અગીઆરમાં ઘેરમાં, ફુલદરૂપ રાશીનો (કરક, વૃશ્ચક, મીન) થાઇને રેહેલા હોયતો ઘણાં ફરજંદ વરધી આપે

૪. ચંદ્ર ચોથે રેહેલા હોય, અને સુકર શાથે સની દશામે રેહેલો હોએ તો, સંનતાન વરધીનો નાશ કરે.

૫. બુધ પેહેલાં કે બીજાં ઘેરમાં રેહેલો હોએતો ફરજંદ વરધી આપે. પણ ચોથે, પાંચમે, છઠે નીચ રાશીનો થાઇને રેહેલો હોએતો,ફરજંદની વરધી કોટા

૬. પાંચમાં ઘેરની રાશી, મીથુન, શાહી, કન્યા એ વાંહુંજની રાશીનું ઘેર હોએતો, તેનાં છોકરાં જીવે નહીં, તેને બચ્ચાંનો સંતાપ સોસવો પરે. કર્ક, તોલા અને મીન આ ત્રણ ફુલદરૂપ રાશીઓ હોએ તો છો-કરાં ઘણાં થાએ.

૭. સુકર કે ભરસપતી પાંચમાં ઘેર ઉપર હોએ તો,છોકરાં ઘણાં થાએ.

## જમીન સંબંધો નશીબો.

ચોથાં, ઘેરનો સ્વામી નીચની રાશીનો હોએ તો તે, અથાવી ઘેર, અને સતાવીસ જગા બદલે, તેને જમીન સાથે લેહેણું નહીં. ચોથાં ઘેરનો સ્વામી, સવરાશીનો થાઈ ચોથે રેહેલો હોએ તો અથવા, ચોથાં ઘેર ઉપર શુભ ગ્રહોની નજર હોએતો જમીન સાથે લેહેનું હોય, ચોથું ઘેર કુભ રાશીનું હોઈને, તેમાં મંગલ રેહેલો હોય તો અથવા મંગલ સવરાશીનો હોઇને, ચોથાં ઘેરને જોતો હોએતો જમીન સાથે તેને ઘણું સારૂં, લેહેણું હોએ, જમીન ખરીદ કરાવે.

## પૈસા સંબંધો નશીબો.

પેહેલાં, ઘેરનો સ્વામી,બીજે હોએ અને બીજા ઘેરનો સ્વામી, આઠમે હોય તેના ઉપર સૂર્ય, અને સુ-કરની નજર હોએ તો, સારી દોલત વાપરે.

પેહેલાં ઘેરનો સ્વામી સવરાશોનો હોએ અને પાંચમાંના સ્વામી સાથે, ભરસપતી રેહેલો હોએ તો સારો પૈસો મલે. પાંચમાંનો સ્વામી પાંચમે હોએ અને તેના ઉપર ગુરૂની નજર હોએતો સારૂં ધન મેલવે.

પાંચમાં ઘેરનો સ્વામી.લગને પેહેલાં ઘેરના સ્વામી સાથે રેહલો હોએતો પૈસાનું શુખ ઘણું સારૂ હોએ.

## નોકરી, ધંધા વિસે.

૧. ધંધો, નોકરી સારી મલશે કે નહીં તે વીશે દશામાં ઘેર ઉપર ધીહાંન આપવું જોઇએ, રવી દશમે ઉચની રાશીનો થાઇને રેહેલો હોએતો, રાજદુવારી મોહોટા હોધાની નોકરી મલે. રવી નીચનો હોય અથવા વેરભાવ નજર હોયતો તે ચાકરી ધંધાના ફાંફાં મારે, તેના ઉપર તોહોમત આવે ને સજાએ પુગે.

૨. મંગલ દશમે રેહેલો હોએતો લશકરી હોધાની નોકરી મલે. જો મંગલ, કરક, અથવા મીન, રાશીનો થાઇને, રેહેલો હોએતો દરીઆઇ ખાતાંની વાહાણને લગતી નોકરી મલે.

૩. ચંદ્ર દશામાં ઘેરમાં નીચની રાશીનો થાઇને રેહેલો હોયતો તે ૨૮) અઠાવીશ ચાકરીઓ બદલે, અને ૨૮) ધંધા કરે, તેમાંનો એક પાર ઉતરે નહીં.

૪. બુધ, દસમે હોએતો રાઇટર,લખેસરી, નજુમી, અથવા કેતાબો બનાવવાનો ધંધો કરે.

૫. ગુરૂ દશમે હોયતો ધરમને લગતાં કાંમકાજ, અથવા સરકારી મોહોટા હોધાની નોકરી મલે.

૬. સુકર, દશમે કે ચોથે રેહેલો હોયતો દારૂનો ધંધો અથવા ગાયણનો ધંધો કરે.

૭. શની, દશમે હોયતો મેહેનત,મજુરીનો અથવા નાટક, તમાસગીરનો ધંધો કરે.

૮. રવી શાથે મંગલ, દશમે હોએ તો ધાતુનાં પતરાંનો ધંધો અથવા ફીનર, લુહારનું કાંમ કરે.

૯. રવી સાથે ભરસપતી રેહેલો હોએ અથવા મીત્ર નજર હોયતો વકીલાતપણું કરાવે.

૧૦. રવી સાથે સુકર રેહેલો હોય અથવા મીત્ર નજર હોએતો કાપડનો વેપાર કરાવે.

૧૧. મંગલ બુધની સાથે રેહેલો હોય અથવા નજર હોયતો હુકીમનો ધંધો કરાવે.

૧૨. મંગલ, શુકર સાથે હોય અથવા મીત્ર નજર હોએતો રંગારીનો અથવા ગવૈયાનો ધંધો કરે.

૧૩. મંગલ, બુધ અને સની, ત્રણે એકતા રેહેલા હોયતો ચોર, પીંડારાનો ધંધો પકરે.

---

## માં, બાપની આવરદા વીશે.

બચ્ચાંની જન્મ કુંડલીનાં ચોથાં ઘેરમાં રવી અને શની બલવાંન ઉચની રાશીના થાઈને રેહેલા હોય તો તેના બાપની આવરદા લાંમબી હોય, અને માંએની આવરદા વીશે સુકર અને ચંદ્ર દશમાં ઘેરમાં ઉચની રાશીના થાઈને રેહેલા હોએતો તેની માંએની આવરદા લાંબી હોએ, અને તેઓ દેહેનાં સુખી હોય અગરજો ૬) છઠાં ને ૮) આઠમાં ઘેર ઉપર ઉપલા ગ્રહેઓની વેરભાવ નજર હોએ તો તેનાં માં, બાપ મેહેનત, જજાલામાં આવી પરે અને જીવથી હેરાંનગતી ભોગવે. ૬) છઠા, ૮) આઠમાં ઘેર ઉપર ઉપલા ગ્રહેની સુભ નજર હોએતો તેઓની આવરદા લાંમબી અને દેહેથી સુખી હોએ.

# જન્મકાલની માહાદશા તથા અંતર દશાની ગણત્રી.

| ગ્રહ. | રવી. | ચંદ્ર. | મંગલ. | બુધ. | શની | ગુરૂ. | રાહુ. | શુકર. |
|---|---|---|---|---|---|---|---|---|
| દશાના નક્ષત્ર. | આરૂદ્રા પુનરવસુ. પુસ અસલેષા. | મઘા પુરવા ફાલગુણ. ઉત્ર ફાલ ગુણ. | હશત ચીત્રા. શવાતી વીશાખા | અનુરાધા જેશટા. મુલ | પુરવા ષાઢ ઉત્રા ષાઢ. અભીચીત સરવણ. | ધનેશટા શત્તારીકા. પુરવા ભાડ રપદ. | ઉત્રા ભાડ રપદ રેવતી અશવની ભરણી. | કરતીકા રોહીણી. મરગશીર. |
| કેટલાં વરસની દસા. | ૬ | ૧૫ | ૮ | ૧૭ | ૧૦ | ૧૯ | ૧૨ | ૨૧ |
| એક ક્ષત્રે કે કેટલાં વરસ | ૧॥ | ૫ | ૨ | ૫)૮ માસ. | ૨॥ | ૬)૪ માસ | ૩ | ૭ |
| એક ઘડીએ કેટલા દહારા ઓછા થાયછે. | ૯ | ૩૦ | ૧૨ | ૩૪ | ૧૫ | ૩૮ | ૧૮ | ૪૨ |
| દીનદશા. | ૨૦ દારા. | ૫૦ દારા. | ૨૮ દારા | ૫૬ દારા. | ૫૮ દારા | ૭૦ દારા | ૩૬ દારા. | ૪૨ દારા. |

## પુરૂશને લગ્નનો વખત, તથા સ્ત્રીનાં સુખ વીશે.

૧. પુરૂષને પરણવાનો વખત, તથા તેને પોતાની સ્ત્રીના સુખ વીશે મોહોટો આધાર ચંદ્ર અને સુકરનાં બલ ઉપર હોએ છે.

૨. પુરૂસની જન્મ કુંડલીમાં, ચંદ પેહેલાં ચોથાં, સાતમાં કે દશમાં ઘેરમાં રેહેલો હોય તો તે નાહાની ઉમરમાં પરણે.

૩. ચંદ્ર સૂર્યની સાહાંમને ૧, ૨, ૩, ૭, ૮, ૯માં ઘેર મધે હસ્તનો થાઇને પશ્ચીમે રેહેલો હોએતો તે અરધો ઘરડો થાએ ત્યારે પરણે, ચંદ્ર સૂર્યની સાંમને પૂર્વે સ્થાંને રેહેલો હોએતો તે નાહાનપણમાં જલદી પરણે.

૪. ચંદ્ર અને સુકર એ બેહુ વાંજની રાશીના હોએ અથવા ૬, ૮, ૯, ૧૨ માં ઘેરમાં નીચની રાશીના થાઇને રેહેલા હોએ તો તે આખી જીંદગીમાં તે પરણે નહીં. તેને નશીબે લગ્નનું સુખ નહીં હોય.

૫. ચંદ્ર છઠે કે આઠમે હોએ અને તેના ઉપર શની કે રવીની વેરભાવ નજર હોએ તો તેના લગ્ન કરવાનો જોગ સાંધે નહીં, હરખત પરીઆ કરે.

૬. સુકર ઉચની રાશીનો બલવાન હોય અને તેના ઉપર સૂર્યની મીત્ર નજર હોએ તો તે મોહોટાં ખાનદાંનની કન્યા સાથે પરણે, અને તે સ્ત્રીને પગલે તેને લાભ થાય, પૈસો રોજી ઘણી મલે.

---

## પુરૂષને તેની સ્ત્રી કેહેવા ગુણવનતી મલશે.

૧. ચંદ્ર ઉપર સૂર્યની સુભ નજર હોય તો તે

પુરૂષને પરેજગાર, સારી ચાલની સ્ત્રી મલે, પણ જો ચંદ્ર ઉપર સૂર્યની વેરભાવ નજર હોએ તો સંસાર સુખનો નાશ કરે, માતી બેએર વચે મોહોટું વેર પરે.

૨. ચંદ્ર ઉપર મંગલની નજર હોએ તો તેને પ્રાકરમી, ચતુર સ્ત્રી મલે.

૩. ચંદ્ર ઉપર બુધની નજર હોએતો તેની બેરી શીઆની, અકલમંદ હોએ.

૪. ચંદ્ર ઉપર ભરશપતીની નજર હોયતો તેને સારી, પ્રમાંણીક બૈરી મલે.

૫. ચંદ્ર ઉપર સુકરની નજર હોએ તો તેને સો હોવામની, હુસ્તે મુખરેની બૈરી મલે.

૬. ચંદ્ર ઉપર શનીની નજર હોએતો તેને બેરી કલાંત, ગુશા ભરેલા સભાવની મલે.

૭. સુકરની સાથે મંગલ રેહેલો હોય અથવા નજર હોએ તો તેને બૈરી બેઅકલી, છાકટ મલે.

---

## સ્ત્રીના લગ્ન, તથા તેનાં સંસાર સુખ વીશે.

૧. સ્ત્રીના તપકા ઉપરથી તેના લગ્નના પરણ્યા ખાવંદનું સુખ કેહેવું છે તે જાણવા સારૂ તેની જન્મ કુંડલી મધે સૂર્ય, મંગલ અને સુકર એ ત્રણ ગ્રહેઓ નાં બલ ઉપર મોહોટા આધાર છે.

૨. સ્ત્રી, પુરૂષની જન્મ કુંડલીના સાતમાં ઘેરમાં સુભ ગ્રહે રેહેલા હોય તો તેઓમાં એક બીજા ઉપર હેત પરીત સારૂં, અને સંસાર સુખ સારૂં જીુએ.

૩. સ્ત્રી અથવા પુરૂષની જન્મ કુંડલીના ૭ માં

ઘેરમાં સની કે રાહુ રેહેલો હોએ અથવા સ્ત્રીના ૭ માં ઘેર ઉપર સૂર્ય વેરભાવ નજરે જોતો હોય તો અથવા પુરૂષનાં ૭ માં ઘેર ઉપર ચંદ્ર વેરભાવ નજરે જોતો હોએતો માંટી બઈએર વચે અનબનાવ રેહે અને સંશાર શુખનો નાશ કરે.

૪. સ્ત્રી, પુરૂષને પૈસો, ફરજંદ, તંદરૂસ્તી અને સભાવ સંબંધી ગ્રહુઓની તાશીર એક સરખી હોય છે, પણ સ્ત્રીને લગ્નના સુખ વીશે કાંઇએક ગ્રહુઓની તાશીર ફુલના પ્રકારમાં જુદો ફરક હોએ છે. સ્ત્રીની જન્મ કુંડલીના ૭ માં ઘેર ઉપર સુભ ગ્રહોની નજર નહીં હોએતો તેને લુચ્ચો, પાજી સભાવનો ખાવંદ મલે.

૫. સ્ત્રીને જન્મ કુંડલીના ૭ માં ઘેરમાં શનીને બુધ સાથે રેહેલા હોયતો તેને ખાવંદ નપુસક મલે. સાતમાં ઘેરનો સ્વામી નીચની રાશીનો હોય ને ૬, ૮ કે ૧૨ માં હંધારાં ઘેરમાં પરેલો હોએ તો તેનો વર નામનો હોય.

૬. સ્ત્રીના ૭ માં ઘેરમાં રવી, અને શની બેહુ સાથે પરેલા હોય તો તેનો ખાવંદ ઘાતકી સભાવનો હોય અને તેને તલાક લેઈને છુટા છેરા કરવાની ફરજ પરે.

૭. સ્ત્રીનું જન્મ કુંડલીનું ૭ મું ઘેર મકર કે કુભ રાશીનું હોએ તો તેનું લગ્ન મોહોટી ઉમરનાં બુઢ્ઢા પુરૂષ સાથે થાએ.

૮. સ્ત્રીને પાંચમાં ઘેર ઉપર સનીને ચંદ્ર અથવા રાહુને ચંદ્ર સાથે રેહેલો હોએ તો તે સ્ત્રી મુવેલું બચ્ચું જન્મે.

૯. સ્ત્રીને ૭ માં કે પેહેલાં ઘેરમાં સુકરની સાથે બ્રેરસપતી, સની અથવા બુધ સાથે રેહેલા હોએતો તે સ્ત્રી લગ્ન આચાર સંસાર તજીને જોગંન થાએ.

૧૦ સ્ત્રીને મંગલ ૧ લાં, ૪ થાં, ૭ માં કે ૧૦ માં ઘેરમાં હોએ તો તે એકથી વધારે મરદ કરે, તેનો વર લાંમબો વખત જીવે નહીં.

૧૧. સ્ત્રીને રવી ૬, ૮, કે ૧૨ માં ઘેરમાં રેહેલો તો તેનાં લગ્ન ઘણી મોહોટી ઉમરે થાય અને તેને ખાવંદનું સુખ ઘણું થોરૂં હોય.

૧૨. સ્ત્રીનું ૭ મું ઘેર મગલનું હોએ અને તેમાં સની કે રાહુ રેહેલો હોયતો તેનાં ગ્રભસ્થાંણનો ભાગ દરદથી બીગરેલો હોએ છે.

૧૩. સ્ત્રીને ૭ માં ઘેરમાં સુકર, ચંદ્ર અને મંગલ એ ત્રણે સાથે રેહલા હોએતો તે સ્ત્રી તથા પુરૂષ બેહુ હલકી આબરૂનાં હોએ.

---

## સ્ત્રી, પુરૂષની રાસ જોવા વીશે બારીક ભેદ.

સ્ત્રી, પુરૂષ બેહુના તપકા ઉપરથી મંગલ તથા ગણ અને નાડી જોવાનું કારણ તેઓનાં બદનની ભીતર ગરમી તથા એક બીજાના લોહીનો ગુણ, ખવાસ તપાસવા સંબંધી એક વૈદક ફિલસુફી ભરમને લગતી આ એક વિધા છે. સ્ત્રી, પુરૂષોનાં શરીરની ભીતર ભરમની કુડરતી બાંધનીનાં ત્રણ વરગો હોએ છે. પેહેલો પડમાંણી અથવા મનુષ્ય ગુણી, આ વરગનાં સ્ત્રી, પુરૂષનો ભીતર ગુણ નાજુક હોએછે. બી-

જો વરગ વરષભાંણ અથવા દેવ ગુણી એટલે ગોધાનાં ખવાસને મલતો હોયછે. ૩ ત્રીજો હસ્તાની અથવા રાક્ષસ ગુણી આવરગના માણસનો ભીતર ખવાસ ખરતલ અને તેના લોહીનો ખવાસ ઘણો જલદ હોય છે. આ ત્રીજા વરગના સાથે પેહેલા વરગનાંનો સંસાર સંધાઓ હોએ તો પેહેલા નાજુક વરગનાં શરીરમાં ગરમીની અસર વધીને તેનું લોહી બીગડે છે. તેથી તેની તંદરૂસ્તી બીગરીને થોરા વખતમાં તેનું મરણ નીપજે છે વાસ્તે સ્રી, પુરૂષ બેઉનો ભીતર ગુણ તથા લોહીનો ખવાસ એક સરખો છે કે નહીં, તે જાણવા સારૂ બેહુના સીતારાની ચાલ એક બીજાને ફુલદરૂપ છે કે નહીં તે વીશે બેહુને મલતી રાસ જોવામાં આવે છે.

---

## તપકા ઉપરથી મંગલ જોવાની સમજ.

મંગલ, મેષ રાશીનો થાઈ પેહેલાં ઘેરમાં રેહેલો હોએ અથવા વૃશ્ચક રાશીનો થાઈ ચોથે રેહેલો હોય, જન્મ કુંડલીનાં ૭, ૮, ૧૨ માં ઘેરમાં ધન રાશીનો થાઇને રેહેલો હોય તો તેનો દોષ નહીં, જો જન્મ કુંડલીનાં ૧, ૪, ૭, ૮, ૧૨ માં ઘેરમાં એકનો મંગલ, અને બીજાને સની હોએતો તે રાસ અપાય અને જો એકને મંગલ હોય અને બીજાને મંગલ નહીં હોય તો તે રાસ અપાય નહીં, મંગલવાલાનો લોહીનો ખવાસ ઘણો ગરમ હોવાથી વગર મંગલવાલાનું થોરા વખતમાં મરણ નીપજે છે.

## ગંણ જોવાની સમજ તથા તેનાં નક્ષત્રો.

સ્ત્રી, પુરૂષનો જન્મ જે નક્ષત્રમાં થાયો હોએ તેનાં ઉપરથી ગંણ જાંણવાની રીત. દેવ ગંણનાં નક્ષત્રો, અશ્વની, મરગસર, પુનરવસુ, પુસ, હુસ્ત, સ્વાતી અનુંરાધા, શરવણ, રેવતી; મનુષગણનાં નક્ષત્રો,ભરણી, રોહોની, આરૂદ્રા, પુર્વાફાલગુણ, ઉત્રાફાલગુણ, ઉત્રાસાઢ, પુરવાભાદરપદ, ઉત્રાભાદરપદ, રાક્ષસગણ, કરતીકા, અસલેસા, મઘા, ચીત્રા, વૈસાખા, જેષટા, મુલ, ધનેસ્તા, સતારીકા. માંણસ અને દેવગણની, રાસ અપાએ; અને દેવગણવાલા સાથે રાક્ષસ ગણવાલાની રાસ અપાય; માણસ ગણવાલા સાથે રાક્ષગણવાલાની રાસ નહીં અપાએ, તેની અસરથી મરણ નીપજે.

---

## નાડી જોવાની સમજ તથા તેનાં નક્ષત્રો.

પેહેલી નાડી–અસ્વની જેષ્ટા, આરૂદ્રા, મુલ, પુણરવસુ, સત્તારીકા, ઉત્રાફાલગુણ, પુર્વાભાદ્રપદ, હુસ્ત.

બીજી નાડી–ભરણી, અનુરાધા, મર્ગસર, પુર્વાષાઢ, પુસ, ધનેસ્તા,પુરવાફાલગુણ, ઉત્રાભાદ્રપદ,ચીત્રા

ત્રીજી નાડી–કરતીકા, વૈસાખા, રોહોની ઉત્રાસાઠ, અસલેસા, સરવણ મઘા, સ્વાતી, રેવતી, બેહુને પેહેલી નાડી હોય તો પુરૂષનું મરણ નીપજે. બીજી હોએતો તેમની મંનસકતી બીગરે, બેહુને ત્રીજી નાડી હોએ તો તેના છોકરાં જીવે નહીં. પીડાકારી ભોગવીને મરણ પામે વાસ્તે બેહુને એક નાડીની રાસ સારીનહીં.

# વરણ જોવાની સમજ.

કરક, વરશ્ચક અથવા મીન રાશીનો હોયતો તે વીપ્રા એટલે ઉંચી બ્રાહ્મણી વર્ણનો કેહેવાય.

મેસ, સીંહી અથવા ધનરાશીનો હોયતો તે ક્ષત્રી વર્ણનો જાંણવો.

વરખ, કન્યા અથવા મકર રાશીનો હોએતો તે વૈશીય વર્ણનો જાંણવો.

મીથુન, તોલા અથવા કુભ રાશીનો હોએતો તે સુદ્ર વર્ણનો જાંણવો.

રાસ જોતી વખતે પુરૂષ ઉંચ વરણનો હોવો જોઈએ. જો ઉંચવરણની સ્ત્રી હોએ તો પુરૂષનો ઘાત નીપજે. બેહુ એક વરણના હોયતો રાસ અપાય.

બીઆબારૂ, ખડાખષતુ, નવપંચક વગેરે રાસ જોવામાં બીજી ઘણીએક બીનાં વાપરી છે. જેથી બંધેનો સરખો જોગ કદી મલે નહીં, વાસ્તે રાસ જોતી વખતે સ્ત્રી, પુરૂષની જન્મ કુંડલીનાં ૧ લા ને ૭ માં ઘેરમાં એક બીજાને સુભ ગ્રહો રેહેલા હોએ તો તે રાસ આપવી. પણ જો ૧ લાં કે ૭ માં ઘેરમાં સની કે મંગલ રેહેલો હોએ અથવા વેરભાવ નજર હોએ અથવા રવી કે ચંદ્રની પેહેલાં સાતમાં ઘેર ઉપર વેરભાવ નજર હોયતો તે રાસ આપવી નહીં, કારણકે તેથી એક બીજાને આગલ ઘણી હેરાંનગતી સોસવી પડે છે.

અગ્નિ રાશી—મેષ, શીહી અને ધન રાશીને કહેછે
ખાકી રાશી—વર, કન્યા અને મકર રાશીને કહેછે
હવાઇ રાશી—મીથુન, તોલા ને કુભને કેહે છે.

જળ અથવા પાંણીની રાશી—કરક, વશ્ચક ને મીન રાશીને કહે છે.

નપુંસક અથવા વાહુંજની રાશી-મીથુન, શીહી અને કન્યા રાશીને કહે છે, હેમાં કુરજંદ કોટા.

ફળદરૂપ રાશી કરક વશ્ચક ને મીન રાશી એ પાંચમાં ઘેર ઉપર આવી હોયતો છોકરાં ઘણાં થાય.

પુરૂષ રાશી—મેષ, શીહી, તોલા, ધન, કુભ એ નર રાશીઓ છે.

સ્ત્રી રાશી—વરખ, કરક, કન્યા, વશ્ચક, મકર, મીન એ સ્ત્રી રાશીઓ છે.

---

## ભાગ ૪ થો.

## ગ્રહોની અસરથી નીપજતાં દરદો અને મરણ.

દરદોની ઉતપનતી વીશે, ૧, ૬, ૭, ને ૮ માં આવરદાનાં ઘેર ઉપર જોવું જોઇએ, એ ચાર ઘેરોમાં શની, મંગલ, રવી કે ચંદ્ર રેહેલો હોએ અથવા વેર ભાવ નજર હોય તો દરદને ઉતપન કરે છે.

૨. સૂર્યની અસર આંખને તથા ભેજાંને, દીલગુરદાને તથા શરીરનાં જમના ભાગ ઉપર દરદની અસર કરે છે. અને સૂર્ય ૮ માં આવરદાના ઘેરમાં રેહેલો હોય અથવા પેહેલાં કે આઠમાં ઘેર ઊપર વેરભાવ નજર હોય તો તાપના જોરથી મરણ નીપજે, રવી કુભ રાશીનો હોઇને ૮ માં ઘેરને જોતો હોયતો ગુરદામાં રેતી અથવા પથરીના મરજથી મરણ લાવે.

૩. ચંદ્રની અસર તાલવામાં, ગરામાં, પેટમાં, પીસાબમાં અને શરીરનાં ડાભા ભાગ ઊપર દરદની

અસર કરે છે. ચંદ્ર ૧ કે ૮ માં ઘેરને વેરભાવથી જોતા હોએ તો ખહીના મરજથી તેનું મરણ નીપજે, આઠમાં ઘેરમાં ચંદ્ર વશ્ચ કે મીન રાશીનો હોય તો કુવો, તલાવ અથવા પાંણીમાં મરણ નીપજે.

૪. મંગલની પેહેલાં કે ૮ માં ઘેર ઉપર વેરભાવ નજર હોએતો અચખુચ આગ,દાજથી અથવા અકસમાત, લાકરાં, લોહોરાંનો જખમ લાગીને અથવા જાંનવર કે કુતરાંનાં ડંખથી અથવા તાપના જોરથી તેનું મરણ નીપજે.

૫. મંગલ અને ભરસપતીનો એક બીજા ઉપર સાહાંમી વેરભાવ નજર હોય તો બેહુ આંખોને ખરાબ કરે, મંગલ સાથે બુધ હોએતો કોઈ રીતે ટંટો ઉતપન થાઇને તેની આંખને ઇજા થાએ અથવા ગરમીની અસરથી આંખ ખરાબ થાએ.

૬. બુધની પેહેલાં કે ૮ માં ઘેર ઉપર વેરભાવ નજર હોએ તો કોઠામાં પવન વાયુ ઉતપન કરે, ફીફરાંના મરજ ઉપર નાખે, ખહી ઉતપન કરે.

૭. બુધ અને શની, પેહેલાં અથવા સાતમાં ઘેર સાથે રેહેલા હોએ અથવા એક બીજાની સાહાંબી નજર હોએતો તે માંણસ નપુસક હોએ છે, એ ઘણું કરીને મીથુન, કન્યા અને મકર રાશીનાં ભવંનમાં બને છે, જો સ્ત્રીને એવો જોગ હોએ તો તેના ગરભસ્થાંનમાં બચ્ચાંનું મરણ નીપજે છે, અથવા જો મંગલની પાંચમાં ઘેર ઉપર વેરભાવ નજર હોએતો છોકરાંની ગાંઠ થરતી નથી, અધુરી હાલતમાં તુતી પરેછે. તેને ભીતર

પીરૂમાં વા, ગરમીનો જોર વધેલો રેહે છે, તેથી દસ્તાં-
નથી હેરાંનગતી ભોગવે છે.

૮. બુધ જન્મે પેહેલાં ઘેરમાં નીચની રાશીનો
થાઈને રવીની સાથે રેહેલો હોએ અને ચંદ્ર નબલી હા
લતમાં હોએતો તે માણસનાં ભેજાંમાં દરદ નીપજીને
તે દેવાની હાલતને પુગે છે. બુધની અસરથી નાંખ,
નસકોરૂં તથા સ્વાસ લેવાનાં મારગો ઉપર તથા માસ-
ની અંદર દરદ કરે છે. જીભે તોતરો અથવા મુગો થા
યછે. ઝાડાની કબજીઆત તથા હરસ મસામાંથી લો
હી પડવાના મરજની અસર થાએ છે.

૯. ભરસપતીની પેહેલાં કે ૮ માં આવરદાના ઘે-
ર ઉપર વેરભાવ નજર હોયતો કલેજાંનું દરદ, હારટ
દીશીજ અથવા અંગમાં લોહી વધીને તે બોગરે અને
રસવીકાર અને તાપનો જોસ ચહરીને મરણ નીપજે.

૧૦. ભરસપતી સાથે સૂર્ય, ચંદ્ર અથવા શની
સાથે ૧ લાં કે ૬ માં ઘેરમાં રેહેલા હોએ તો તે જબાંનો
તોતરો નીકલે, ભરસપતી સાથે મંગલ રેહેલો હોએ
તો જબાંનો સાફ બોલીદરાજ નીકલેભ,રસપતી નીચ-
ની રાશીનો હોય તો કલેજાનાં દરદ ઉપર નાંખે.

૧૧. સુકરની પેહેલાં કે ૮ આઠમાં ઘેર ઉપર વે-
રભાવ નજર હોય તો તેની અસરથી સુંગવાની
ઇંદ્ર, જ્ઞાનતત્વ, કલેજું, માંસમાં દરદ ઉતપન કરે,
નાશુર, ભગનદર અને ઝારાના મરજથી મરણ થાય.

૧૨. સુકર નીચની રાશીનો હોય તો છાકટપણા
થી અથવા જેહેરી વસ્તુ ખાધાથી તેનું મરણ નીપજે.

૧૩. શનીની પેહેલાં કે આઠમાં આવરદાના ઘેર ઉપર વેરભાવ નજર હોએતો તેની અસર જમનાં કાનમાં, તલ્લીમાં અને પીસાબનાં ફુક્કામાં નબલાઇ લાવીને પીસાબના દરદને ઉતપન કરે, છાતી ઉપર પીત, પવનેનો જોર વધારે, પીતનાં જોરથી માંથામાં દુખારાની મરજ કરે, નેસો, સાંધાઓને સરદીથી અટકાવી મેલે.

આ સંધા દરદોને જન્મ આપનાર તલ્લી કે જે ગુસ્સો ઉપજાવનારૂં મુલ થરછે.

---

## કંમભાએગ ગ્રહો.

૧. જન્મ કુંડલીમાં સની કરક રાશીનો હોએ, અને ચંદ્ર મકર રાશીનો હોએતો, તેને કુવો, તળાવ અથવા પાંણીમાં ડુબી મરવાની ધાસ્તી રેહે.

૨. જન્મ કુંડલીમાં ચોથે રવી અને દશામે મંગલ રેહેલો હોયતો તેને પોતાને હાથે આપઘાત નીપજવાની ધાસ્તી રેહે.

૩. ચંદ્ર, મેસ કે વરશ્ચક રાશીનો હોએ, અને તેનાં બેહુ પરેશનાં ઘેરમાં રાક્ષસ ગ્રહે પરેલા હોએ તો તેનું આગ, વરારથી મરણ નીપજે.

૪. ચંદ્ર કન્યા રાશીનો હોઇને તે રાક્ષસ ગ્રહ સાથે રેહેલો હોએ તો તેનું ખહીથી મરણ નીપજે.

૫. ચંદ્ર નબલો હોઇને આઠમાં ઘેરમાં રેહેલો હોએ, મંગલ ૧૦ મે અને સની પેહેલાં ઘેરમાં રેહેલો હોએતો કોઇનો માર ખાધાથી તેનું મરણ નીપજે.

૬. પાંચમાં અને નવમાં ઘેર ઉપર રાક્ષસ ગ્રહે રેહેલા હોએ તો તેને બંદીખાનું ભોગવીને મરણ નીપજે

૭. સુર્ય મીન રાશનો થાઇને રેહેલો હોએ અને સુકર મેસનો હોએ અને ચંદ્ર કન્યા રાશીનો રાક્ષસ ગ્રહે સાથે રેહેલો હોએતો તેનું મરણ તેની સ્ત્રીને હાથે અથવા પારકી સ્ત્રીને હાથે નોપજે.

૮. સની બીજે રેહેલો હોએ, ચંદ્ર ચોથે રેહેલો હોએ અને મંગલ દશામે રેહેલો હોએ તેનું કીરમના જોરથી મરણ નીપજે.

૯. કરકનો ચંદ્ર અને મીન રાશીના સનીની વેરભાવીક નજર છઠાં કે ૮ માં ઘેર ઉપર હોએતો તેનું જલંદરના મરજથી મરણ નીપજે.

## ભાએગસલી, પાદશાહી ગ્રહો

૧. જન્મ કુંડલીનું પેહેલું ઘેર કર્ક રાશીનું હોઇ ને તેમાં કર્કનો ભરસપતી ઉચની રાશીનો થાઇને રેહેલો હોએ, અને દસમાં ઘેરમાં રવી ઉનચનો મેસ રાશીનો થાઈ રેહેલો હોએ, અને અગીઆરમાં ઘેર માં ચંદ્ર, બુધ, સુકર હસે તો તે બચ્ચું રાજ ગાડીએ બેસે.

૨. જેનાં જન્મ વખતે ચંદ્ર કર્ક રાશીનો થાઇને ભરસપતીની સાથે રેહેલો હોએ તો અથવા રવી ને ચંદ્ર ધંન રાશીના થાઇને રેહેલા હોએ તો તે ભાએ-ગસાલી હોએ.

૩. જેનાં જન્મ વખતે ત્રણથી વધુ ગ્રહો ઉચની રાશીના થાઇ રેહેલા હોએ તો સંધા સુખને આપે.